શ્રી કલ્યાણચંદ્ર સૂરિભ્યો નમઃ

# મુક્તિનો માર્ગ



વ્યાખ્યાતા :

યતિવર્ય શ્રી રાજચંદ્રજી



પ્રકાશક :

દોશી અભેચંદ ઓતમચંદ.

શ્રી કલ્યાણચંદ્ર સૂરિભ્યો નમઃ

# મુક્તિનો માર્ગ



વ્યાખ્યાતા :

યતિવર્ય શ્રી રાજચંદ્રજી



પ્રકાશક :

દોશી અભેચંદ ઓતમચંદ.

કુંડલા (કાઠીયાવાડ)

આવૃત્તિ ૧ લી — પ્રત ૫૦૦

વિક્રમ સં. ૧૯૯૭ — ઈ. સ. ૧૯૪૦



દોશી મગનલાલ અભેચંદના

સ્મરણાર્થે અમૂલ્ય ભેટ.



ધી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, શા. કેશવલાલ સાંકલચન્દે છાપી.
સલાપસ રોડ,—અમદાવાદ.

જૈનાચાર્યશ્રી ૧૦૦૮ શ્રી લોંકાગચ્છાધિપતિ



સ્વ. પૂજ્યશ્રી કલ્યાણચંદ્રજી સૂરીશ્વરજી.

વાંચો ! વાંચો ! ! વાંચો ! ! !

## શ્રી લોંકાગચ્છાધિપતિ શ્રીમજ્જૈનાચાર્ય

## સ્વ. પૂજ્યશ્રી કલ્યાણચંદ્રજી મહારાજ સાહેબનું

# જીવન ચરિત્ર

આ જ પુસ્તકના વ્યાખ્યાતા તરફથી સંપાદિત થઇને પ્રસિદ્ધ થઈ ચૂકયું છે. જેની માત્ર થોડી જ નકલો શીલીકમાં રહી છે. આ પુસ્તકમાં લોંકાગચ્છના મહાન આચાર્ય, મહા પ્રાભાવિક સ્વ. પૂજ્યશ્રી કલ્યાણચંદ્રજી મહારાજ સાહેબનું આદર્શ જીવનચરિત્ર આપવામાં આવ્યું છે. સુંદર બાઇન્ડીંગ, સારા કાગળ, પૃષ્ઠ સંખ્યા ૧૯૦, આ ઉપરાંત જોધપુર સ્ટેટ, શિરોહીસ્ટેટ તથા દીલ્હીના બાદશાહ વગેરે તરફથી મળેલ પરવાનાઓનો હેવાલ, લોંકાગચ્છના આચાર્યો તથા યતિવર્યોના ફોટા, સદ્ગત સૂરીશ્વરજીનું સમાધિમંદિર વગેરે ૧૬–૧૭ જેટલા ફોટાઓથી પુસ્તક આકર્ષક બન્યું છે.

આટલું છતાં, કિંમત માત્ર **આઠ આના.** પોસ્ટેજ **ત્રણ આના.**

લખો:—**શ્રી કલ્યાણચંદ્રજી જૈન ગ્રંથમાલા**

**ગોંડલ**–( કાઠીયાવાડ ).

# સમર્પણ

ચિ. ભાઈ મગન

તારી પુણ્યસ્મૃતિમાં પૂજ્ય વિદ્વાન યતિવર્ય શ્રી. રાજચંદ્રજીની તાત્ત્વિક વાણી ઝીલી તું જ્યાં હો ત્યાં તને અર્પણ કરૂં છું.

લી.
તારો પિતા

દોશી મગનલાલ અભેચંદ.



જન્મ : સંવત ૧૯૭૮ સ્વર્ગવાસ : ૧૯૯૩

# પ્રકાશકના બે બોલ



કુંડલાના જૈન ઇતિહાસમાં છેલ્લા વીશ વર્ષ પછી લોંકાગચ્છના ઉપાશ્રયે, ૧૯૯૬ ની સાલ કોઈ અજબ ઉત્સાહ અને આનંદ વચ્ચે પસાર થઈ. જૈન સમાજના સુભાગ્યે યતિવર્ય શ્રી રાજચંદ્રજીનું ચાતુર્માસ થયું. તેમનો વાણીપ્રવાહ કયા શ્રોતાને મુગ્ધ ન કરે ? અદ્વિતીય વાણી, અસરકારક ઉપદેશ અને આધ્યાત્મિક બોધથી ઉભરાતી તેમની વ્યાખ્યાનશૈલીના પ્રતાપે કુંડલાનો જૈન સમાજ તો ગૌરવાન્વિત થાય, પણ જાહેર જનતા પણ તેમનાં પ્રવચનોથી મુગ્ધ થઈ છે એમ આનંદપૂર્વક મારે કહેવું જોઇએ.

યતિવર્યશ્રીનાં પ્રભાવશાળી વ્યાખ્યાનો તથા આત્મહિતકર પ્રવૃત્તિથી મને એમ લાગ્યું કે, આજના યતિ સમાજમાં પણ આવા તેજસ્વી સિતારા છે ખરા ! કુંડલામાં તેઓશ્રીના ઉપદેશથી ગૃહે–ગૃહે અહિંસાના આંદોલનો ફેલાયા છે. ત્હેમના પ્રવચનોથી સત્ય, દયા અને ભક્તિનાં પાન કરી જૈન જનતા

સત્ય સિદ્ધાન્તોને સમજતી થવા મગરૂર બની છે. તેમનું દરેક દિવસનું વ્યાખ્યાન જેમણે સાંભળ્યું હશે તેઓ અવશ્ય જાણી શક્યા હશે કે પ્રસ્તુત વ્યાખ્યાનકારનો આત્મા સમાજમાં ચોતરફ વ્યાપી રહેલી અજ્ઞાનતાથી કેટલું મનઃદુઃખ અનુભવતો હતો; અને એનાં પ્રતિક રૂપે તેમનો હંમેશનો વાણીધોધ, એ અજ્ઞ સમાજને અજ્ઞાન, વહેમ, અસત્ય, અબ્રહ્મચર્યરૂપ પતનના પંથમાંથી ઉદ્ધારવાને લગતો જ હતો.

એ નિઃશંક વાત છે કે–અંતઃકરણની મલીનતા દૂર કર્યા વગર કોઈ પણ વ્યક્તિની કે સમાજની ઉન્નતિ થતી નથી. સ્વાર્થત્યાગ એ સાધુતાનું પ્રથમ લક્ષણ છે. તે સિવાય સાધુતા શોભતી નથી. માત્ર સાધુ બની જવાથી જ આત્મકલ્યાણ થઈ જાય છે એમ પણ નથી; ગૃહસ્થ પણ વીતરાગકથિત ગૃહસ્થદશામાં આવી જાય–સાચો ગૃહસ્થ બની જાય, તો તે પણ સ્વ પરનું કલ્યાણ અવશ્ય સાધી શકે છે એવો ઉત્તમ પ્રકારનો બોધ યતિવર્યશ્રી તરફથી જૈન જનતાને મળ્યો છે; તદુપરાંત સમાજના સડી ગયેલા અંતઃકરણને દૂર કરી પવિત્ર આચાર–વિચારોથી અંતઃકરણને વિભૂષિત બનાવવા યતિશ્રીએ પોતાનો વાણીપ્રવાહ રેલ્યો છે.

વળી, બ્રહ્મચર્ય એ જીવન સ્તંભ છે, આત્માની રોશની છે અને મુક્તિનું દ્વાર છે; તે વિના દેશ, સમાજ અને આત્માનો ઉદ્ધાર નથી એમ ઉપદેશ કરી દરેકને સંયમનો પાઠ શીખવા યતિશ્રીએ હૃદયસ્પર્શી અપીલ કરી છે.

આવા હૃદયંગમ વ્યાખ્યાનો સાંભળી મારા અંતરમાં સહેજે થયું કે, ઉપરોક્ત વાણીપ્રવાહને લિપિબદ્ધ કરી પુસ્તક રૂપે પ્રગટ કરવામાં આવે તો મુમુક્ષુ જીવો એનો ઉચિત લાભ જરૂર મેળવી શકે. તે હિતબુદ્ધિએ, કુંડલા ચાતુર્માસમાં યતિશ્રીએ વાંચેલ શ્રી ભગવતી સૂત્ર તથા સતી મદનરેખાના જીવન પ્રસંગ સિવાય, જાહેર જનતાને ઉપયોગી થઈ પડે તેવા તત્ત્વ–વિષયોની નોટ કરાવી. તે નોટ આત્મહિતકર પ્રવૃત્તિએ અને મારા ચિ. પુત્ર મગનલાલના સુસ્મરણાર્થે આજે પુસ્તક રૂપે જનસમાજના ચરણે મુકવામાં હું મને પૂર્ણ ભાગ્યશાળી માનું છું.

અંતમાં સંસારોચ્છેદક, મિથ્યાત્વ વિધ્વંસક અને સત્ય-સમર્થક એવી યતિવર્ય શ્રી રાજચંદ્રજીની વાણી પુસ્તક રૂપે પ્રગટ કરવાની મેં જે પ્રવૃત્તિ કરી છે તે વાચકો એકવાર વાંચી, મનન કરી, આ જગતૂનાં ક્ષણિક સુખોમાંથી પોતાના આત્માને બહાર કાઢી, નિરાબાધ અને શાશ્વત સત્યને સમજતા થાય એટલું જ જણાવવું પર્યાપ્ત છે. સાથે સાથે એ પણ જણાવવું ઉચિત છે કે, યતિશ્રીનાં વ્યાખ્યાનોનો સંગ્રહ કરાવતાં, તેઓશ્રીના આશય વિરૂદ્ધ, પ્રમાદવશ અથવા સમજફેરને લઈ ન્યૂનાધિકતા થવા પામી હોય તો સમાજ મને ક્ષમા આપશે એમ ઇચ્છું છું.

આ ન્હાની પુસ્તિકાનાં પ્રુફ વાંચવાનું અને સુધારવાનું કાર્ય ભાઈ જીવણલાલ છગનલાલ સંઘવી ( સ્થાનકવાસી જૈન પત્રના અધિપતિ ) એ પોતાના અમૂલ્ય સમયનો ભોગ

આપીને કર્યું છે તે માટે અમે તેઓનો આભાર માનીએ છીએ. પુસ્તકની સ્વચ્છતા અને શુદ્ધતાનો યશ પણ તેમને જ આભારી છે એમ કહેવું જોઇએ.

છેવટે, મુક્તિનો માર્ગ' નામક આ પુસ્તક વાચકો વાંચી–વિચારી, જીવન–સુધારને પંથે પ્રવર્તે એ જ માત્ર અભિલાષ રાખતો—

| | |
|---|---|
| **કલકત્તા,** | સદાનો સેવક |
| કાર્તિક શુક્લ પૂર્ણિમા : ૧૯૯૭ | **અભયચંદ** |



આ પુસ્તકના વ્યાખ્યાતા :



યતિવર્ય શ્રી રાજચંદ્રજી.

યતિ શ્રી રાજચંદ્રજીએ કુંડલા મુકામે ચાતુર્માસ રહી સમજાવેલ

# મુક્તિનો માર્ગ



**ધર્મ એ શું છે?**

સંસારના મહાસાગરમાં માનવો પરપોટા જેવા છે. ત્રણે કાળમાં જે અવ્યાબાધપણે રહે એજ ધર્મનું સત્ય સ્વરૂપ છે. આત્માનું જે મૂળ સ્થાન તેમાં લઈ જાય તે ધર્મ. દુરાગ્રહી મત મતાંતરો અને ઝઘડાઓ, દેહ અને મન, અને કાર્ય-કારણ ભાવમાં વ્યાપી રહેલું સર્વ વિશ્વ એ સર્વ ભૂંસાઇ ગયા પછી જ્યાં શબ્દ પણ પહોંચતો નથી એવો આત્મ સાક્ષાત્કાર કરાવે એજ ધર્મ; બાકીના ધર્મો તો ફંદ છે.

ધર્મ પાલનનો એજ અર્થ કે પોતાના જેવા પરને જોવું. સર્વ જીવોની સાથે ઐક્ય સાધી મૈત્રી ભાવનાથી રંગાઈ જાય એવા આચરણ થવા જોઇએ. જેનાં પાલનથી ફુલની પાંખડી ઠંડી લાગતા અશ્રુ આવે તેજ ખરૂં ધર્મનું પાલન છે અને તેજ પૂર્ણત્વ દશામાં (મોક્ષમાં) લઈ જાય છે.

જે માનવો, જૈનો અને ધર્મિયો આવા ધર્મને નથી જાણતા તેઓ ગોથા જ ખાય છે. ધર્મને જાણનારમાં આ મોટો અને નાનો તે નથી હોતું. સત્ય ધર્મમાં મત મતાંતરનું ખંડન કે વાદવિવાદને પણ સ્થાન નથી. એમાં તો અંતઃકરણની શુદ્ધિ જ મુખ્ય ધ્યેય છે. આ હું કહું છું તે ધર્મ પ્રાચીન છે. તે ભૂલાઈ જવાથી આપણી દશા પતિત થઇ કઢંગી બની ગઇ છે.

શાસ્ત્રોમાં લખાયલો અને જીનેશ્વર દેવોએ બતાવેલો ધર્મ ઝાડનાં પાંદડામાં પણ છે; તે કાંઇ ઉપાશ્રયમાં કે મંદિરમાં ગોખી શકાતો નથી. તમારે તો તે વ્યવહારમાં, ઘરમાં, જંગલમાં, હાલતા, ચાલતા પાળી અંતઃકરણને શુદ્ધ બનાવવાનું છે તોજ માનવજીવનની સફળતા છે.

ધર્મનું બીજું નામ પ્રેમ છે તે પણ ભૂલવું ન જોઈએ.

પ્રેમની પાછળ કોણ દીવાનું નથી થતું ? કોઈ વાસના પાછળ, કોઈ ભક્તિ પાછળ, એમ પોતે કલ્પેલી પ્રેમની ભાવના પાછળ માનવી ફરીજ રહ્યા છે. માતા પુત્રને, સ્ત્રી પતિને, ભાઇ બ્હેનને જોઈ લુબ્ધ થાય છે તે પણ પ્રેમથી જ. પ્રેમ તે તો ધર્મનું અંગ છે પણ વ્યક્તિગત પ્રેમ તે નીચ મોહ છે. એ ધ્યાન રાખજો. સ્વામી રામતીર્થના એક પ્રસંગમાં આવેલ છે કે એકવાર એક બાઈ નો છોકરો મરી ગયો. બાઈ રોવા લાગી. સ્વામીજીએ કહ્યું કે શા માટે રૂવે છે? સીંધીના કોઇ બાળકને લઇ ત્હારા પોતાના જ બાળકની જેમ તેને પાળ, જેથી તને પુત્રના દુઃખે જે રૂદન થાય છે તેની રાહત મળે. સ્ત્રીએ કહ્યું કે ના. ત્યારે રામતીર્થજીએ જવાબ આપ્યો કે આજ કારણે ત્હારૂં બાળક ત્હારા હાથમાંથી છટકી ગયું છે.

જગતના મહાન્ પુરૂષો કહે છે કે કોઈ પદાર્થ ઉપર કે વ્યક્તિ ઉપર પ્રેમ રાખવો તે પ્રેમ નથી પણ સંસારમાં ભટકાવનાર–દુઃખને સર્જન કરનાર નીચ મોહ છે. મિત્રો ! જ્યારે તમે તે નીચ મોહને છોડશો અને અહં અને મમ–હું અને મ્હારૂં એવી ક્ષુદ્ર બુદ્ધિનો વિધ્વંસ કરશો ત્યારે જ જગતની રિદ્ધિ તમારી ગુલામ બની તમારી પછવાડે આવશે અને ઐશ્વર્ય તમારા

બાળક બનશે; પણ યાદ રાખજો કે જ્યાં સુધી પરમાં પ્રીતિ છે અને પર પ્રીતિમાં મન જાય છે ત્યાં સુધી તો તેના બદલારૂપે તિરસ્કાર અને ધિક્કાર જ મલશે. માટેજ જ્ઞાનીઓના કથન અનુસાર હું કહું છું કે મારા મિત્રો! આત્મ સ્વરૂપો! આ અસ્થિર અને દગો બતાવનારા જગત ઉપર જરા પણ મોહ રાખશો નહિં.

વીતરાગ પુરૂષોએ આ સંસારને મૃગજળની ઉપમા આપી છે; તે શું ખોટી છે? કોઇપણ પુદ્ગળ જ્ઞાનીને અમર નથી દેખાયા તેથી જ છોડયા છે.

ભૂતપૂર્વ મહાન સલ્તનતના અધિકારી પણ દુનીયા છોડી ચાલ્યા ગયા. અને તેમના દેહની પણ રાખ થઈ. જે મહેલો ગગનચુંબીત હતા અને જ્યાં મોટા રાજા અને રાણીઓ રહેતા હતા તે આજે ઉજ્જડ છે. તમે કહેશો કે તે રહેનારા ક્યાં ગયા? ત્યારે તમને આવો જ્ઞાનીયોનો અનુભવ છે છતાં સંસારની અસારતા નથી સમજાતી. ખેદ થાય છે. તેથી જ જ્ઞાનીના વચનો ઉપર વિશ્વાસ રાખી સંસારના ફંદને છોડી મિથ્યા ફાંફાં મારવા મૂકી દઈ શાશ્વત સુખની શોધમાં સંસારથી પાછા ફરો.

અને દેખાવમાં સાચા જેવા દેખાતા અને સત્ય દષ્ટિએ અનિત્ય એવા પૌદ્ગલિક સુખો માટે ફાંફાં મારવા છોડી દ્યો.

પૌદ્ગલિક સુખો સ્વપ્ન વત્ છે, છીપમાં દેખાતી ચાંદી જ્યારે છીપને જોવામાં આવે છે ત્યારે ચાંદી નથી રહેતી. દોરડામાં દેખાતો સર્પ જ્યારે દોરડું દેખાય છે ત્યારે સર્પની કલ્પના ભાગી જાય છે. પરિણામે લોભી અને બીકણ માણ-

સોજ છીપમાં ચાંદી અને દોરડામાં સર્પની કલ્પના કરે છે; પણ જેમ તે મિથ્યા છે તેવી જ રીતે પૌદ્ગલિક પદાર્થો મિથ્યા છે. વીતરાગે બતાવેલી મુક્તિ જોઈતી હોય તો જડત્વ ભાવને દૂર કરો. પોદ્ગલિક વિષયોથી મુક્તિ મલવાની નથી. પશ્ચાત્તાપ અને નિષ્ફળતા જ તમને મલશે. મુક્તિના સુખો શું તમારે જોઇએ છીયે ? જન્મ જરા અને મરણનાં ભયથી શું તમે ડરો છો ? વીતરાગનો આત્મા જ્યાં ગયો છે ત્યાં તમારે જવું છે ? તો પછી પૌદ્ગલિક પદાર્થોમાં ભટકો નહીં. એક બાજુ મુક્તિ જોઇયે અને બીજી તરફ અહંકાર—અભિમાન વિગેરે હલકટભરી વૃત્તિમાં મસ્ત થઇ નાચ્યા કરો તો તમને મુક્તિ ક્યાંથી મળશે ? હા. પશ્ચાત્તાપ જરૂર મલશે. સૌથી ઉંચા થઈએ અને મુક્તિમાં જઇએ તે લગનીએ તમારે પાગલ બનવું જોઈએ. જ્ઞાનીયો પાગળ બન્યા અને મુક્તિ મેળવી. આત્માની સાચી સ્થિતિ પ્રાપ્ત કરવા પાછળ જે થનગનાટ જ્ઞાનીયોને હોય છે તેજ આનંદીત દશાનો છે. સુખ આત્મામાં છે અને આનંદ પણ આત્મામાં છે. ઈતિહાસમાં થઇ ગયેલા ચક્રવર્તિયો શું આનંદ ભોગવતા હતા ? નહી જ. જેટલે અંશે જ્ઞાનની ઝલક તેટલેજ અંશે સાચો આનંદ મળે. તમારી તો આનંદની કલ્પના જ ખોટી છે. શુન્યના ગુણાકાર કરવા જેવી વૃત્તિ તમે રાખો છો પણ તેમાં શું વળે ? તેમાં મુક્તિ નથી મલવાની. યાદ રાખો. જેટલો જ્ઞાન ભાવ હશે તેટલું જ સુખ મલશે.

## પૌદ્ગલિક મોહ દુઃખ સિવાય કાંઈજ નહિ આપે

એ નિત્યનિયમ જ છે કે, કોઈ વ્યકિત કોઇ પદાર્થ ઉપર મોહ રાખે છે તો પરિણામમાં દુઃખ સિવાય બીજું કાંઈ જ

ન આવે. આ નિશ્ચિત નિયમ છે. મિત્રો ! તેને જરા તમારા હૃદયમાં ઉંડો ઉતારો. તેને તમારા હૃદયાકાશમાં પ્રવેશવા દો. જગતમાં દેખાતા પદાર્થોમાંથી સુખી થવાના ઈરાદાથી તમે ઠગાયા છો અને તે બધા પ્રકાર તો ઇંદ્રિયોની પરવશતાના છે. સંસારના પદાર્થ ઉપર પ્રીતિ રાખી કોઇયે આનંદ કે સુખ મેળવ્યું છે ? સંસારના કોઇ પણ મોહનું પરિણામ નિરાશા પશ્ચાત્તાપ અને દુઃખમાં જ આવશે અને તેથી જ ઉપકારી પુરૂષો પોકારીને કહે છે કે જગતના બાહ્ય પદાર્થો ઉપર મોહ રાખી તેમના પર તમારો જરા પણ આધાર રાખશો નહીં.

## હું અને મ્હારૂં એજ દુઃખનો દરીયો છે

બંધુઓ ! હું અને મ્હારૂં એ જ જગતના તમામ દુઃખોને તમારા પર લાદી દેશે. મ્હારાંપણાની ભાવના જ તમને સુખથી દૂર લઈ જાય છે અને દુઃખની પાસે લાવે છે. બંધુઓ ! વિચારો કે આજ કુંડલામાં કોઇ ગરીબ ડોશીનો એકનો એક આધાર-ભૂત છોકરો મરી જાય તો તેનું દુઃખ તમને નથી થતું પણ તમારા પાંચ છોકરામાંથી એક છોકરો મરી જાય. તમારો છોકરા ઉપર આધાર ન હોય તો પણ તમને કેટલું દુઃખ થશે ? એકના મરવાથી કાંઇ જ થતું નથી અને બીજાના મર-વાથી દુઃખ થાય છે તેનું કારણ શોધ્યું ? કારણમાં એ જ છે કે તમારા પુત્રની સાથે તમારી મમતા છે અને બીજાના પુત્રની સાથે કાંઈજ મમતા નથી (મ્હારાપણું નથી); તેથી જ વીતરાગ દશાએ પહોંચેલા જ્ઞાનીયો કહે છે કે દુઃખનું મૂળ આસક્તિ છે. આસક્તિથી જ સૃષ્ટિ આપણે ઉભી કરીયે છીએ. તેમાં શત્રુ, મિત્ર, ભાઇ, પત્ની, પિતા, માતા વિગેરે પાત્રો છે.

વીતરાગ દશા કાંઈ બીજી નથી. હું અને મ્હારૂં નીકળ્યું એટલે તમે જ વીતરાગ દશાને પામશો.

**ક્ષુદ્ર બુદ્ધિનો નાશ થતા દિવ્ય પ્રેમ ઉત્પન્ન થશે.**

મિત્રો ! હું અને મ્હારાંપણાની નીચ બુદ્ધિ જ્યારે નાશ થશે ત્યારે વિશ્વ એ જ મ્હારૂં શરીર છે એમ લાગશે. સ્વામી રામના એક પ્રસંગમાં એક મહાત્માએ કહ્યું છે કે માણસને લેવાનો અધિકાર નથી પણ ત્યાગ કરવાનો જ અધિકાર છે. કાંઇ પણ આપવાનું ન હોય તો છેવટે તમારૂં શરીર પણ કીડાઓને આપો અને પછી અનુભવ કરો કે ત્યાગ કરવામાં કેટલું સુખ છે ! ચિત્તને ઉદાર બનાવશો તો તમારૂં કામ એ વિશ્વનું કાર્ય બની જશે. એક દૃષ્ટાંત છેઃ–

એક સન્યાસીને ઘા થયો હતો. તેમાં કીડા પડયા હતા. તેથી ચામડીને કીડાઓ ખાતા હતા. કીડાઓને મારવા માણુસો જેમ મલમ લગાડે તેમ તે ન્હોતો લગાડતો; પણ પરૂથી તૃપ્ત થઇ કીડાઓ જ્યારે નીચે પડતા હતા ત્યારે તે સન્યાસી તે કીડાઓને ફરી પોતાના જખમ ઉપર મૂકતો હતો અને કહેતો કે આ નાશવાન દેહ ઉપર જગતના દરેક કીડાઓ અધિકાર ધરાવે છે. આ વિશ્વ એ મ્હારૂં શરીર છે. મને તો મ્હારો આત્મા અને આ કીડાઓમાં રહેલો આત્મા એકજ દેખાય છે. દેહ ભિન્ન છે પણ ગુણથી એક જ છે અને કીડાઓમાં મને આત્માની જ્યોત દેખાય છે. બંધુઓ ! શું આ દૃષ્ટિ તમારામાં નથી ? છે, પણ હું અને મ્હારાપણાના થર બાઝયા હોય ત્યાં આ દૃષ્ટિ કયાંથી આવે ? જન્મ અને મરણના ફેરા નાશ કરવા હોય તો આ દૃષ્ટી વહેલી ઉભી કરો, નહીં તો અનાદિ કાળથી

જે પ્રવાહમાં છો તેમાં જરાપણ ફેર નહીં પડે. સાચો ત્યાગ પણ નહીં આવે અને માનવજીવન નિરર્થક જશે.

## ત્યાગના ઝરા વહાવ્યા વગર ઈચ્છિત ગતિ નહિં મળે

'હું અને મ્હારૂં' એવો મમત્વ જગતના તમામ પદાર્થો પ્રત્યે મનુષ્યો પકડી રાખે છે. ત્યાગભાવના આવતી ન હોય અને આવે તે ટકતી ન હોય તેમાં પણ નિમિત્ત કારણ 'હું અને મારૂં' એ જ ભાવ છે. દુનીયાની વસ્તુ નિત્ય નથી એ તો જાણો છો ને? જ્ઞાનીયો કહે છે કે જ્ઞાનભાવે પદાર્થોને છોડતા શીખો. તમે તમારી મરજીથી નહીં છોડો તો કર્મનો એક સપાટો આવશે અને સંપત્તિ ચાલી જશે. પકડતા પણ સંપત્તિ નહીં રહે. કોઈની રાખી રહી છે ખરી? તો પછી મિથ્યા ચિંતા શું કામની? પકડી રાખતા પણ છોડવું પડશે તે નક્કી છે; તો સ્વેચ્છાપૂર્વક કેમ ત્યાગ કરતા નથી? ત્યાગ કરવાની ભાવના વગર જ્યારે ચાલ્યું જશે ત્યારે પાગલ બની જશો અને રૂદન આવશે. લક્ષ્મી અને સંપત્તિ જતાં સ્થિરતા ન રાખવાથી કેંક પાગલ બન્યા છે તે શું ખબર નથી? વહેલું મોડું તો તમારે છોડવું જ પડશે તે તમે નથી જાણતા? માટેજ વીતરાગ કહે છે કે છુટતા પહેલા જ તમે છોડો, દેહની હયાતિ બાદ તો તમારે કંઈ લેવા દેવા નહીં રહે. ત્યારે પણ જો તમે છાતીએ રાખશો તો કર્મ એવા છે કે તે ગળચી પકડીને પણ છોડાવીને લઇ જશે. આ દુનીયામાં એવો એક પણ માનવ હજુ નથી પાકયો કે જેને પોતાનું સર્વસ્વ છોડી દેવાની ફરજ ન પડી હોય! માટે અનંત જ્ઞાનીયો કહે છે કે જેમ જેમ તમે ત્યાગ કરશો તેમ તેમ તમારી આગળ વધુ આવશે.

## સ્વેચ્છાપૂર્વક જે છોડે છે તેજ સાચો દાતાર છે

આજે દુનીયાનો મોટો ભાગ દાન (ત્યાગ) કરતો નથી પણ તે કરીને રાગને જ પોષે છે. તમારામાં એવી મૂર્ખાઈ ભરી છે કે સમાજના એક ભાગને નીચોવી–એક અંગને નિર્ધન બનાવી, તેનો પૈસો મેળવી પછી તેને સ્વલ્પાંશે દાન કરીને પાછો આપે છે અને તેને મોટી ઉદારતા કહે છે. શું આ સાચી ઉદારતા છે કે આબરૂ અને નામના મેળવવાની એક નીચ વૃત્તિ છે! કુવાનો કબજો લઈ પાણી વગર પીડાતા અને મરતા માણસના મોઢામાં બે ટીપા પાણી નાખી તેની પીડામાં વધારો કરવા જેવી આ વૃત્તિ નથી? ગરીબોનું શોષણ કરી ગરીબોના ઉદ્ધારકનું બીરૂદ લેવા કીર્તિ અને હોદ્દા ખાતર હજાર કે લાખનો ટુકડો ફેંકી, જાણે મોટો ધર્મ કર્યો એમ તમે શું ગર્વ ધરતા નથી? અને આ વૃત્તિ શું આદરણીય છે? વિચારો, જરા ખ્યાલ કરો. ભાઈઓ! અનીતિએ મેળવેલાં ધનનાં દાન કરતા, સ્વાર્થત્યાગીનું એક પાઈનું દાન ઘણું ઉંચું છે. બૌદ્ધને માટે દાન લેવા નીકળેલા એના શિષ્યની વાત યાદ આવે છે.

અનાથપિંડ નામક બુદ્ધ પ્રભુનો શિષ્ય બુદ્ધના માટે ભિક્ષા લેવા ગામમાં આવ્યો છે અને શ્રાવસ્તી નગરીના નરનારીયોને સંબોધીને તે કહે છે કે બુદ્ધ પ્રભુ માટે ભિક્ષા આપો. હજુ પ્રાતઃ કાળ થયો હતો. ભક્ત હૃદયો અનાથપિંડને જોઇ નાચી ઉઠયા:– આ તો પ્રભુના માટે ભિક્ષા લેવા આવ્યો છે; માટે પ્રભુના માટે તો ચાલો તેના ચરણે આપણું સર્વસ્વ આપી જીવનમાં આવેલી ધન્ય ઘડીને સાર્થક કરીયે.

રમણીયોએ રત્નો આપ્યા, આભૂષણોના ઢગલા કર્યા

પણ અનાથપિંડનો પોકાર તો ચાલુજ રહ્યો. આભૂષણો અને લક્ષ્મીથી રાજમાર્ગ છવાઇ ગયો પણ તેનું પાત્ર તો ખાલી ! લોકો પૂછવા લાગ્યા:–પ્રભુને શું જોઇયે છે ? જવાબ મળ્યો: તમારો પ્રભુ રત્નોનો કે આભૂષણોનો ભૂખ્યો નથી. એની ભૂખ જુદી છે. વિચાર કરી ભિક્ષા આપો. નરનારીયો વિસ્મય પામ્યા. કોઈની આગળથી જયારે ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ ન થઈ ત્યારે તે ગામ બહાર આવ્યો અને પોકાર તો ચાલુજ રાખ્યો. ત્યાં તો અરણ્યમાંથી અવાજ આવ્યો: ઉભા રહો મારા પ્રભુ ! અનાથપિંડે જોયું તો એક વૃદ્ધ સ્ત્રી હતી. જર્જરીત દેહ હતો. કાયા કંપતી હતી. ત્યાં તો અવાજ આવ્યો. કંગાળ નારીની આ ભેટ પ્રભુને આપજો. તે સ્ત્રીએ ઝાડ ઓથે પોતાનું શરીર રાખી હાથ લાંબો કર્યો. ફાટેલ કપડું હતું પણ એનું અંગ ઢાંકવા તે એકજ હતું. તે પણ પ્રભુને ખાતર તેણીએ આપી દીધું. અનાથપિંડ તે વસ્ત્ર લઈ હર્ષ પામી કહ્યું કે આ દાનથી ભ૦ બુદ્ધ ધરાશે. વસ્ત્રને લઇ સાધુ ચાલ્યો ગયો.

આ પરથી એજ સિદ્ધ થાય છે કે જે પોતાનું સર્વસ્વ ખુશીથી આપે છે તેજ દાતાર છે. તમારે દાન તો આપવું છે પણ દાન આપ્યા પછી તેની પાછળ રહેલી માન વૃત્તિનું દાન આપવું નથી. તે હિતવર્ધક નથી. તે ભૂલશો નહિં. સાધુઓ નિત્ય દાતા કહેવાય છે પણ તે તમારા જેવું દાન નથી કરતા. તે તો અંતરની વૃત્તિઓનાં દાન કરે છે. તેના દેહને કીડી મંકોડી ચુસી લ્યે તો ચુસવા દે. એવા મુનિરાજો દાતાર હોય છે તેવા તમે બનો અને આત્મકલ્યાણને બાધક થતા પૌદ્‌ગલિક પદાર્થો અને તેમાં રાચતી વૃત્તિઓનું દાન (ત્યાગ) કરી દ્યો અને પછી જોઇ લ્યો આત્મિક લ્હેર !

આત્મિક લ્હેર જોઇતી હોય તો સંતોષ વૃત્તિમાં છે; પણ તમારી વૃત્તિ કહે છે કે તમારે ક્યાં આત્માની લ્હેર જોઈએ છે ? તમારે તો જડ સાથે ખેલ ખેલવા હોય ત્યાં શું થાય ! ત્યાં કંઇ જ્ઞાનીયોનો ઉપાય નથી. જ્ઞાનીઓ તો રાહને બતલાવનારા છે. રાહને પકડવાનું કામ તમારૂં છે. તમે પકડો નહીં તેમાં અમને શું ? જ્ઞાનીઓએ જે કહ્યું તે અમે તમને સંભળાવીએ; પણ તે તો નક્કી જ છે કે તૃષ્ણાથી જ સંસારમાં હોળી સળગી છે. સંતોષ આવે ત્યારે તો ચક્રવર્તિની સાહ્યબી પણ તણખલા જેવી લાગે. પછી તો અનીતિ કરીને લક્ષ્મીનો ભોગવટો કરવાની ઇચ્છાજ નહિ થાય. તૃષ્ણાથી સબડતો લક્ષ્મીવાન છતાં દુ:ખી છે અને દરિદ્રવાન છતાં સંતોષી તે સુખી છે. સંતોષી આગળ નોકર બની લક્ષ્મી પૂર પાટે ચાલી આવે. વરસાદ પડવાથી ધૂળ ઉડતી બંધ થઇ જાય તેમ તમારામાં સંતોષ આવશે ત્યારે આફતો અને આપત્તિઓ શાંત થઈ જશે. આજે જે બુમ મારો છો કે સાહેબ, બેકારી બહુ છે, લોકો બહુ દુ:ખી છે, તે બુમ શેની મારો છો ? સંતોષવૃત્તિ નાશ પામી છે તેથી જ ને ? સંતોષવૃત્તિવાળા તમે થાઓ તો તમારી સેવા કરવા દેવતાઓ આવશે અને દેવતાઓ સેવા કરી પોતાની જાતને ભાગ્યશાળી માનશે.

સ્વામી રામના પુસ્તકમાં એક સાધુની કથા છે. તે સાધુ એટલો સંતોષી ને પવિત્ર હતો કે જેનાં વર્તનથી દેવતા પણ મુગ્ધ થતા. તે સાધુને જોવા દેવતાઓ નીચે પૃથ્વી ઉપર આવ્યા. તે દાન અને ક્ષમા કરતો જોઈ દેવોએ તેને પૂછ્યું કે ત્હારે ત્હારા હાથના સ્પર્શથી રોગીઓનો રોગ મટે એવી

સિદ્ધિ જોઈએ છે? ત્યારે જવાબ આપ્યો કે તે શક્તિ તો મ્હારા આત્મામાં છે. તે બીજો કોઈ આપી શકે એમ નથી. ત્યારે ફરી દેવોએ કહ્યું: પાપી–આત્માઓનો ઉદ્ધાર કરવાની શક્તિ જોઈએ છીએ? ત્યારે અંતમાં કહ્યું કે મારે કાંઇ ન જોઇએ. મને તો પરમાત્માની પ્રાર્થના મળે તો બસ છે. દેવતાઓએ પછીથી કહ્યું કે–'જબરજસ્તીથી તમને સિદ્ધિ આપીશું' માટે તમે કહો કે તમારી શી ઈચ્છા છે? ત્યારે સન્યાસીએ કહ્યું કે મને માલમ ન પડે તેવી રીતે મ્હારા હાથથી સુકૃત્યો થાય. દેવો ગુંચવણમાં પડયા અને સાધુની વાત મુજબ સિદ્ધિ આપવા દેવોએ તેની છાયામાં સિદ્ધિ મુકી. અને તેનાથી તેની છાયામાં જે આવે તે નિરોગી અને પવિત્ર બની જાય.

ભાઇઓ! આ બધો પ્રતાપ સંતોષવૃત્તિનો છે. જે માનવ, સંતોષરૂપી પાણીમાં સ્નાન કરે છે તેને દુઃખ દારિદ્ર કંઇજ કરતા નથી. ઉલ્ટા તેના સહાયક થાય છે. આજે તમે બધા કહો છો કે-ધર્મક્રિયામાં અમારૂં ચિત્ત લાગતું નથી; પણ હું એજ કહું છું કે કયાંથી લાગે? દુનીયાની આખી ઉપાધિ અને હાય વોય માથે લીધી હોય, અને સંસારની સગડી હૃદય ઉપર ધગધગતી હોય ત્યાં રૂઢીથી કદાચ ધર્મક્રિયા કરવા આવો પણ તેમાં તમારૂં અંતર કયાંથી ટકે? એકાગ્રતા થાય ક્યાંથી? તમારો આત્મા વાનર જેવો બની જગતના તમામ પદાર્થોને મુઠીમાં રાખવાની ઈચ્છા રાખતો હોય ત્યાં પછી સામાયક આદિ આત્મિક પ્રવૃત્તિમાં તમારૂં ચિત્ત ચોંટેજ કયાંથી? ધર્મક્રિયા કરતા શરીર અહીં હોય અને ચિત્ત મકાનના કામમાં કે ખાવામાં અથવા મિલ્કતમાં કે ખાનપાનમાં ભમતું હોય.

મૂર્ખાઈની પણ હદ હોય ને? સાંસારિક પદાર્થોની ચિંતા દુકાન કે ઘરમાં કરો. તે જ ચિંતા અહીં આવી ધર્મક્રિયામાં બેઠા છતાં કરો તો યાદ રાખજો કે હજારો વરસ તમે ઉપવાસ કરી, સામાયકના કટાસણાં પાથરી પાથરી, અનેક જન્મો સુધી કરો તો પણ સાચું સુખ નહીં મલે. તે ક્રિયાઓ ફળીભૂત નહીં થાય. મુક્તિ નહીં મળે. રખડપટ્ટી ઓછી થશે જ નહીં અને કોઈ પણ સારી વસ્તુની પ્રાપ્તિ નહીં થાય. જ્યાં સુધી તમારી ઈચ્છાઓ ભીખારીની દશામાં છે ત્યાં સુધી ઐહિક પદાર્થોની માંગણી તમારી જાતને—આત્માને ઉચ્ચ સ્થાનમાંથી લઈ નીચે પટકવા જેવી છે; માટે સાચા સુખની ઈચ્છા હોય તો પરતંત્રપણું છોડી ઈચ્છાઓની ગુલામીને કાઢી સંતોષ મેળવી વૃત્તિમાં ધનવાન બની જાઓ. જ્ઞાનીઓની દૃષ્ટિએ તવંગર અને ગરીબના ભેદ જુદા છે. પૈસાનો જે લોભી હોયછે તેજ ગરીબ છે. તેથી **આજના દેખાતા શ્રીમાનો સૌથી ગરીબ ભીખારી છે.**

આજે તો તમે જેમ જેમ પૈસા મેળવો છો. તેમ તેમ વધુ ને વધુ અસંતોષી અને લોભી બનતા જાઓ છો જ્યારે પાઇ પણ ન હોય ત્યારે થોડી ઈચ્છાઓ હોય છે અને જ્યારે લાખો રૂપીયા હોય ત્યારે તો કીડીઓની જેમ તમારી ઈચ્છાઓ ઉભરાય છે. આ શું ભીખારીપણું નથી? લાખ રૂપીયા મલ્યા એટલે તમે ધનવાન થઈ ગયા એમ? માણુસો વૈભવ અને દોલતથી જ ગરીબ છે એમ જ્ઞાનીયો કહે છે. કારણ તેનાથી પણ તૃપ્તિ નથી. ધનનો લોભ એ મોટામાં મોટું દુઃખ છે. અનેક જન્મો પછી માનવ જીવન મળ્યું છે તે ધનની ચિંતા અને ઉપાધિમાં

પડી એળે ન ગુમાવશો. જીવન એ ધર્મ માટે છે. ધન માટે નથી તે કેમ ભૂલી જાઓ છો? જરા વિચાર કરો કે અત્યાર સુધીની તમારી જીંદગી ધન માટે વેડફી નાંખીને શું સાર કાઢયો છે? ધનવાન કદાચ પૂર્વનો પુન્યોદય હશે તો બનાશે પણ ધર્મને તો નહીંજ મેળવી શકો. અને ધન મેળવીને પણ તમે શું કર્યું?

**તમારી જાત પર દયા લાવી સુકાન ફેરવો**

તમે ધન મેળવીને તો ઉલ્ટા અધર્મી બની ગયા છો. જ્યારે ભારતના કરોડો માણસોને એક ટંક ખાવા અન્ન નથી, પેટનો ખાડો પુરવા સાધન નથી, સાધન વગર ભારતીય સંતાનો–તમારાજ દેશમાં જન્મેલા ભારતીય બાલુડાઓ તરફડી મરી રહ્યા છે. ત્યારે તમે ધનવાનો એશઆરામ, ઉડાઉપણું, અમન ચમન, સેંટ અને અત્તરોના દાંભિક ભભકા અને ખુરશી ટેબલોના ઉંધા ખર્ચામાં શું નથી પડયા? તમારી જાતને તમે કેમ લજવો છો? ભારતની સાચી સંસ્કૃતીની છાપ તમારામાંથી કયાં ગઇ? જવાબ આપશો? શું બોલાય? તમારા ભાઈઓની સામું જોતા શીખો.

તમને અપટુડેટ અલંકારો વગેરે પહેરવાનો રોગ લાગુ પડયો છે. તે કાઢી નાંખો. જો સાચા ધનવાન અને સુખી થવું હોય તો. બાકી ધન પાછળ કરાતી દોડધામ, માનકીર્તિ પાછળ કુવાના દેડકાની જેમ સડયા કરવાની ભાવના કરતા કરતા તમે તમારૂં સાચું સુખ ગુમાવ્યું છે. બુદ્ધિથી જરા સ્થિર ભાવે વિચાર કરો અને જીવનમાં ધર્મને વણી દ્યો.

ધર્મથી જીવન જ ફરી જશે. તમને માન જોઇયે છીયે ને?

તે પણ ધર્મથી મળશે, તમે તમારી ફરજને સમજી જાઓ. પછી તમને માન મેળવવાની ઈચ્છા પણ નહીં થાય.

માન પૂજા સત્કાર તે બધા માનસિક વિકલ્પ છે. તે પણ આત્મભોગ આપ્યા સિવાય નહીં મલે. તમારે તો એમને એમ જોઇએ છીયે કેમ ? બજારની તુચ્છ વસ્તુ પણ કીંમત આપ્યા સિવાય નહીં મલે, તો પછી કીર્તિ–માન તો કયાંથી જ મલે ? ખુશામતીયા ભેગા કરવા તમને ગમે પણ તેમાં સાચી કીર્તિ નહીં મલે. આવી બધી ખોટી જંજાલોથી તમે તમને જ ભૂલ્યા છો અને દેહની પૂજા કરાવવાની--દેહને માન મળે તેવી ઈચ્છાઓ થાય છે અને તેથીજ તમે આત્મદેવને ભૂલ્યા છો.

જગતમાં સાચી પ્રતિષ્ઠા મેળવવી હોય તો મહાવીર, બુદ્ધ વગેરે મહાત્માઓની જેમ આત્મભોગ આપો. તે મહાપુરૂષોએ પહેલા ત્રાસ ભોગવ્યો હતો તે ખ્યાલ છે ને ? દેહને નીચોવી નાંખ્યો હતો, કાયાની પરવા જ નહોતી કરી અને તેથી જ તેઓ પૂજાયા.

અભિમાન, ઇર્ષ્યા વગેરે સ્વાર્થી સંપત્તિઓનો ભોગ આપ્યો હતો તેથીજ અમર પદને વર્યા. વળી દુનિયાભરના મહાત્માઓના જીવન તપાસો. આત્મભોગ આપ્યા સિવાય કોઇએ સાચી પ્રતિષ્ઠા મેળવી નથી; માટે જીવનના ધ્યેયને વિચારી જો સુખ, મુક્તિ જોઈતી હોય તો તેની કીંમત પહેલા આપો અને જીવનના સાચા સુકાની બની ઉંધી બાજુ જતાં જીવનનાં સઢને ફેરવી નાંખો. પછી આત્માની શકિતનો ખ્યાલ આવશે. એક ઉદાહરણ આપું છું:–

મરજીમાં આવે તેવું બી લઈ તેને વાવો. થોડા વખત

તેની બરદાસ્ત કરશો તો તે છોડરૂપે બહાર આવશે અને મૂળ એક બીજમાંથી હજારો બીજ થઈ જશે. તે પણ વાવશો તો લાખો બી મળશે અને તે વાવી નાંખશો તો અગણિત સંખ્યામાં બી મલશે. વિચારો, એક બીજનો પ્રતાપ કેવો ? બીજની ચૈતન્યશક્તિ પણ કેટલું કામ કરે છે ? એટલે બીજમાં પણ અનંત સામર્થ્ય છે અને સાચી અનંતતા નાશ પામતી નથી. આત્માનું સ્વરૂપ તો ત્રણે કાળમાં એક જ છે. તે કદી પરીવર્તન પામતું નથી. આકૃતિ નાશ પામશે પણ આત્માનો નાશ નહીં થાય. તેનાં જ્ઞાનનો નાશ નહીં થાય. તેથી જ વીતરાગ કહે છે કે આત્માની અનંતતાનો અનુભવ કરવો હોય તો આત્મભોગ આપ્યે જાવ. તમને જરૂર આત્માની અનંતતાનો અનુભવ થશે. માટે જ જ્ઞાનીયો પોકાર કરે છે કે ભાઇઓ ! ભવ્ય પ્રાણીઓ ! સંસારને તરવાની ઇચ્છા હોય તો ઉઠો ! જાગો ! તમારી પરમ સત્તાનો અનુભવ કરો. તમે જ સર્વજ્ઞ છો. અન્ય કોઈ નથી. સર્વજ્ઞ અને તમારામાં ફેર ન જુઓ. કેટલો અજબ આદર્શ ! આવો શાંતિદાયક વિચાર તમે કરો છો ? સર્વજ્ઞ પણાનો ભાવજ તમારા સંસારનો ભાર હલકો કરશે. તેથી તમે તમારા આત્માનું કેંન્દ્ર ભૂલી બહાર ભ્રમણ ન કરો. આત્મામાં જ શ્રદ્ધા રાખો અને બહારની દ્રષ્ટિનો લોપ કરી નાંખો. પછી જુઓ કે કેવું બળ પ્રગટે છે ! પછી તો સર્વજ્ઞની જેમ જગત્ આખું તમારી સેવા કરવા લાગી જશે અને દેવતાઓ તમારા દાસ બની જશે. આત્મબળનું સામર્થ્ય તો વિલક્ષણ છે છતાં તમે કેવા દીન બની જાઓ છો અને ' અમારાં કર્મ જ એવા છે, ભાગ્યની વાત છે, સાચા રાહ બતલાવનારા ગુરૂજ નથી, દુનીયા બહુ ખરાબ છે ' આ પ્રમાણે બોલીને તો પ્રમા-

હનેજ સેવો છો. મુડદાલ અંતઃકરણ શા કામનું કે જેમાં આત્મશ્રદ્ધાજ નથી ! અવિનાશી એવા આત્મામાં વિશ્વાસ થવો એજ ધર્મ છે. તે ધર્મ જ કલ્યાણ કરશે. દિલની દગલબાજી છોડી તમે સીધા ચાલો. પછી તમારા સામર્થ્યનું માપ નહીં રહે એ નક્કી છે. જગતમાં એવી એકપણ કર્મ કે ગાંઠ નથી કે જે આત્મબળથી ન છૂટે. તમે આત્મા તરફ જ વળી જાઓ એ જ વીતરાગ ધર્મનો નાદ છે.

## આત્મ સ્વરૂપને જાણો તેમાં પ્રત્યેક વાત સમજાઈ જશે

એકને જાણવાથી બધું જાણશો તે વીરવાકય છે. જે આત્માને ઓળખે તેને બીજી ઇચ્છા પણ શી રહે? જગતની એક પણ વસ્તુ તેને ડોલાવવા અસમર્થ નીવડે છે.

આત્મિક સુખને નહીં સમજનારા તમે સંસારના મૃગજળ સમા સુખ ખાતર પરમસુખને છોડી મોટા ચકાવામાં પડયા છો. જગતના નાશવાન પદાર્થો માટે તમે તમારા પોતાનાં સુખને વેચો છો. મહાન્ અમૃતના સાગરને શામાટે ઉલેચી નાખો છો ? શા માટે તમે તમારામાં તન્મય બની તમારા આત્માને ઓળખતા નથી ? સર્વતત્ત્વનો સાર એ છે કે, આત્મતત્ત્વને સંપૂર્ણ ઓળખી લેવું. અવિનાશી તત્ત્વને ઓળખનાર જગત ઉપર પ્રભુત્વ જમાવે છે. અને નહીં ઓળખનાર ઉપર જગત પ્રભુત્વ જમાવે છે. આ વસ્તુમાં શંકા હોય તો કાઢી નાખજો. તમારો આત્મા તો દિવ્ય શક્તિમાન્ છે. તેની શક્તિ માટે શું શંકા છે? તો માનો કે તમારૂં જ અંતઃકરણ તમોને દગો દઈ રહ્યું છે. આવા વખતે તમારે શું કરવું જોઇએ ? બુદ્ધિ કામ કરે છે ? નથી કરતી કેમ ?

વ્હેમ અને શંકાને ફેંકી દો અને સત્ય સાગરમાં પ્રવેશ કરો. એટલે બધું તે સાગરમાંથી પામશો. પણ જ્યાંસુધી આત્મ-શક્તિ ઉપર શંકા હશે ત્યાંસુધી સત્યમાં ક્યાંથી પ્રવેશ કરાશે! પોતા ઉપર નિર્ભય થઈ જાઓ. સિંહની સ્થિતિ જાણો છો ને? તે તો એકલો વનમાં રહે છે. પોતાની શક્તિમાં જ તે તો મસ્ત રહે છે. તેને સંપૂર્ણ શ્રદ્ધા છે કે મ્હારા જેવો શક્તિશાળી આ વનમાં બીજો કોઈ નથી. અને તે શ્રદ્ધાએજ તે નિર્ભય અને સ્વસ્થ થઈ વિજય મેળવે છે. અને બીજી તરફ હાથી જેવું મોટું પ્રાણી જુઓ. આવડું મોટું અને શક્તિશાળી છતાં તે પોતાના સામર્થ્યમાં વિશ્વાસ નહીં ધરવાથી હમેશાં ભયભીત રહે છે અને તે પોતાને હમેશાં નિર્બળ જ માને છે. તે હાથી ધારે તો એકલો ૧૦–૧૫ સિંહોને પગ તળે કચરી નાંખવા સમર્થ છે પણ શ્રદ્ધાની કચાસને અંગે એક જ સિંહ તેને મારવા બસ થઇ પડે છે. મિત્રો! તમે પણ તમારી પરિસ્થિતિ હાથી જેવી કરી મૂકી છે. તમે તો સિંહ બની જાઓ. ભય અને આપત્તિ વળી તમને કેમ ડગાવી શકે? આત્મવસ્તુને એકવાર શોધો એટલે બસ છે. પછી તો કાળ અને તમામ પદાર્થના તમે સ્વામી છો.

## આત્મશ્રદ્ધા તે મોટામાં મોટું હથીયાર છેઃ

પદાર્થના સ્વામી થવામાં મૂળભૂત આત્માનીજ શક્તિ છે અને તે ઉપરનીજ શ્રદ્ધા છે એ હૃદયમાં કોતરી રાખજો. આત્મશ્રદ્ધા આવવાથી વીતરાગે તો તેના ફળ બહુ પ્રકારનાં વર્ણવ્યા છે પણ દુનીયાના અને તેમાં ખાસ કરી તમે જેને

અનાર્ય માનો છો તેવા દેશમાં પણ થયેલા મહાપુરૂષો આત્મ-શ્રદ્ધા માટે શું કહે છે તે આજે તમોને સંભળાવું છું.

વીતરાગની જેમ જ ઈશુએ પણ એક વાત કહી છે કે તમારામાં જો રાઈના દાણા જેટલી પણ શ્રદ્ધા હોય તો તમે એક વાર સમુદ્રને સ્થંભિત થવાનું કહેશો તો તે સ્થંભી જશે અને પર્વતને કહેશો કે સમુદ્રમાં પડી જા, તો તત્કાલ સમુદ્રમાં તે પડી જશે અને આત્માની આજ્ઞા જરૂર પાળશે. સજ્જનો ! વીતરાગના કથનથી આ વાત વિરૂદ્ધ નથી. પુરાણમાં પણ એક વાત છે તે પણ સાંભળો. કલ્પિત હોવા છતાં સાર સમજી ધ્યાનમાં લ્યો.

એક વાર સમુદ્રના કાંઠે ટીટોડીએ ઇંડાં મુકયાં. સમુદ્ર પોતાના કાંઠે ઇંડાં જોઈ તે ઈંડાં તાણી ગયો. ટીટોડીએ આ વાત જાણી અને ક્રોધમાં આવીને આખા સમુદ્રનો નાશ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો અને પોતાની જ્ઞાતિના પક્ષીઓને બોલાવી બધા ભેગા થઇ ચાંચથી સમુદ્રનું પાણી બહાર કાઢવા માંડયા.

ત્યાં જ એક ઋષિનું આગમન થાય છે. ઋષિ ટીટોડીની મૂર્ખતા ઉપર હસીને પૂછે છે—આ કેવી મૂર્ખતા કરો છો ? આવડો મોટો સમુદ્ર શું તમારાથી ખાલી થશે ? મૂર્ખાઇ છોડી તમે ચાલ્યા જાઓ. ઋષિના વાકય સાંભળી બધાએ કહ્યું કે આમ આવડા મોટા ઋષિ થઈ અમને આવો નિર્માલ્ય ઉપદેશ કેમ આપો છો ? ત્યારે તો તમે સાચા ઋષિ છો જ નહીં. સાચા હોત તો તમે અમારા શરીરને ન જુઅત, પણ અમારા આત્મા-

ને જ જુઅત. મહારાજ! તમે અમારા આ ન્હાના શરીરને જ કેમ જુઓ છો? અમારા આત્માને જુઓને કે તેમાં કેવી અગાધ શકિત છે! તમે અમારા શરીરને જોવાથી જ ભૂલ ખાઇ ગયા. પક્ષીયોનાં આવાં વચન સાંભળી ઋષીશ્વરને ભાન થયું અને સમુદ્ર ઉપર ક્રોધ કરી કહેવા લાગ્યા કે આ પક્ષીના ઇંડાં શા માટે તું તાણી ગયો! આટલું જ કહેતા તત્કાલ તે પાછા કાઢી આપ્યા અને ઋષિની ક્ષમા માગી. આ વાત કલ્પિત હોવા છતાં ટીટોડીના જેટલી પણ તમારામાં આત્મશ્રદ્ધા નથી તેજ કહેવાનો સાર છે. તમારી ધર્મક્રિયા વાસ્તવિક ફળમાં આવતી નથી તેનું કારણ તમારી રડતી શ્રદ્ધા છે. પોકળ શ્રદ્ધાથી કાંઇ કામ નહિં થાય. બધુંય પાણીમાં જશે. તમારા જેવી શ્રદ્ધાવાળાની એક કથા છે. સાંભળો:—

એક વાણીયો હતો. તે તમારી જેમ રોજ કથા સાંભળવા જાય. કૃષ્ણ પરમાત્માનો ભક્ત. દેખાવમાં ધર્મનો પાર નહીં.

ભક્ત તરીકે દેખાવા માટે આખું કપાળ બગાડે. લોકોમાં ભક્ત તરીકે પ્રખ્યાત. એકવાર કથા સાંભળતા પંડિતજીએ કહ્યું કે આજે બપોરના બાર વાગે જંગલમાં જઈ મોટા ઝાડ ઉપર ચડી નીચે એક તલવાર રાખી કોઇ ન જુએ તેમ, જે તલવાર ઉપર પડે તેને ઇશ્વરનાં દર્શન થાય—શ્રી કૃષ્ણ તેને મલે. વાણીયાએ આ સાંભળ્યું. અને વિચાર્યું કે—હજારો વર્ષોથી તપ, જપ અને ધ્યાનથી પણ જે પરમાત્મા નથી મળતા તે આજે આ પંડિતજીના કહેવાથી જો મલતા હોય તો તેમ કરૂં. તેમ વિચાર કરી ગાઢ જંગલમાં ગયો. ત્યાં એક મોટું ઝાડ ગોતી લીધું. નીચે મૂકી તલવાર અને ચડયો ઉપર. વાણીયો ખરોને? તર્ક આવ્યો

કે હું તો પડીશ પણ શ્રી કૃષ્ણજી કોઈ કામમાં હશે અને મને ભૂલી જશે તો શું થશે ? હું તો માર્યો જઇશ. તરતજ તે નીચે ઉતર્યો. ત્યાં ફરી વિચાર આવ્યો. ના, ના. પંડિતજી કાંઈ ખોટું કહેતા હશે ? હું તો પડીને જ રહું. બીજીવાર ઉપર ચઢયો. નીચેની અણીદાર તલવાર જોઇ વળી પાછું મન ફર્યું. પાછો નીચે ઉતર્યો. તેજ વખતમાં એક રાજપૂત તેજ રસ્તે થઈ બીજે ગામ જતો હતો. વાણીયાને ઝાડ ઉપર ચડતા અને ઉતરતા જોઇ તેણે વિચાર કર્યો કે કંઇક વાણીયો લોભને લીધે જ ચડયો હશે, એમ ધારી રજપૂતે ત્યાં આવી કરડાઈથી પૂછયું, એટલે વાણીયાએ કથામાં આવેલી વાત કહી સંભળાવી. આ સાંભળી રાજપૂત કહે છે કે ત્યારે સમય કેમ ગુમાવે છે ? આથી વાણીયો શૂરાતન પર આવી, કપડાં ઉતારી ઝાડ ઉપર ચડીને પડયો તલવાર ઉપર. શ્રીકૃષ્ણજીએ આવી બચાવ્યો. વાણીયો તો ડગમગતી શ્રદ્ધાથી વીલે મોઢે પાછો ફર્યો. તેમ તમને પણ વાણીયાની જેમ જ પાછું ફરવાનો વખત આવશે; માટે શ્રદ્ધાનાં બળને ખોશો નહિં. કાચો વિશ્વાસ અને અશ્રદ્ધા એ તો તમારા દોષ છે. તમે અત્યારસુધી અશ્રદ્ધાને જ પોષતા આવ્યા છો અને તેજ તમારી અધોગતિનું મૂળ છે. માટે તમારૂં ભાવી સુધારવું હોય તો હું આ શરીરથી પર છું એવી રાત દિવસ વિચારશક્તિ પ્રગટ કરી શ્રદ્ધાને ઉદયમાં લાવો. જુઓ પછી તમારામાં કેવું પરિવર્તન થાય છે. તમારે જેવા બનવું હશે તેવા તમે બની શકશો તે નક્કી છે; પણ તમારામાં શ્રદ્ધાનીજ ખામીને લઈ તમારી ઈચ્છા પ્રમાણે થતું નથી. તમને પૈસાદાર માબાપ જોઈયે તો પણ તે તમારા હાથમાં જ છે. શ્રદ્ધા કેળવી વિચારોમાં પવિત્ર બની જાઓ તો તમારી ઇચ્છાઓ પૂર્ણ થશે.

એક માણુસ વિષય અને વાસનામાં પડયો રહેતો હોય તેને ધર્મ નીતિની જરા પણ પરવા ન હોય. તે તો વિચારે કે હું મોટા શ્રીમંત માતા પિતાને ત્યાં જન્મું; તો શું તેની ઈચ્છા ફળશે ? નહિં. કારણ જ્ઞાની કહે છે કે માણુસ વાસનામાં જ રહ્યો છે તેથી તે મરીને પણ વાસના જ્યાં વધારે છે તેવી ગતિમાં—શ્વાન અને ડુક્કરમાં જ જન્મે. ગતિ સારી જોઇતી હોય તો તમે તમારાં કર્તવ્યમાંથી દોષોને કાઢી નાંખો. જ્યારે કર્મનો ઉદય આવે છે ત્યારે તમે ભાગ્યને ગાળો દો છો, ગૃહદશા ખરાબ છે એમ કહો છો, પણ તે બધો વિચાર તમે કર્મ જ્યારે કરવાનો વખત હોય ત્યારે કરતા નથી એ જ તમારી ખામી છે અને એ જ ખામીને લઈ તમારી રખડપટ્ટીથી નવરા થતા નથી. તમારા ભવની પરંપરા ઓછી નહીં થવાનું કારણ પણ તે જ છે. મિત્રો ! તમારી ભાવના સંસારમાંથી છૂટી મુક્ત થવાની કદાચ હશે પણ તેના માટેના યોગ્ય પ્રયાસો હજુ નથી કરતા અને જે પ્રયાસો કરો છો તેથી તો તમે ચક્કર વધારે કરો છો; કારણ તમારી વૃત્તિઓ શરીરના માટે જેટલી છે તેટલી આત્મા માટે નથી.

## જડ માટે તો ઘણું કર્યું, હવે આત્મા માટે કરો.

અત્યાર સુધી તમે સાચું નથી કરી શકયા તે નક્કી છે. પુરૂષાર્થ તો કરો છો પણ યોગ્ય નહિં. ફસાવે તેવો. તમારા પુરૂષાર્થની સ્પષ્ટતા એક જ દાખલાથી બતાવું. કોઈ ગામમાં એક માણુસને પેટમાં અને આંખમાં એમ બે દર્દો થયાં. તે રોગમાંથી મુક્ત થવાની ઈચ્છાથી વૈદ્યને ત્યાં આવ્યો. વૈદ્યે તેની નાડી જોઇ ચિકિત્સા કરી. પેટ અને આંખ માટે એમ

બે પડીકા આપ્યા. આંખની દવા સીસું અને ગંધક એ બેની મેળવણીથી તૈયાર કરેલી હતી કે જે એક પ્રકારનું ઝેર હતું. પેટના વ્યાધિ માટે આપવામાં આવેલ પડીકું મરી મરચાથી તૈયાર કરેલું ચુર્ણ હતું. બન્ને પડીકા લઇ તે માણસ ઘરે આવતા રસ્તામાં બન્નેની ઉપયોગીતા ભૂલી ગયો. તેથી તેણે ભાન ગુમાવી ખાવાનું પડીકું હતું તે આંખમાં નાંખ્યું અને આંજવાનું પડીકું હતું તે પેટમાં નાખ્યું; એટલે ઉલ્ટો વ્યાધિ વધી પડયો. પરિણામ એ આવ્યું કે તે આંધળો થઇ ગયો અને તેનું પેટ પણ બગડી ગયું. ભાઇયો! તે માણસની નિશ્ચયપૂર્વક શ્રદ્ધા હતી કે પડીકાથી મ્હારો રોગ દૂર થશે જ; પણ તે શ્રદ્ધાને પૂર્ણ કરવા જે સાચો અને સવળો પુરૂષાર્થ ભૂલી જતા અવળી દશા થઈ. તે રીતે તમારામાં ચૈતન્યને ઉન્નતપ્રકાશમાન કરવાની ભાવના કદાચ હશે પણ તે માટેના ઉપયોગ સારા નહિં હોવાથી તમને તે યોગ્ય નીવડતા નથી. માટે તમે જ તમારા પુરૂષાર્થને યોગ્ય માર્ગે વહન કરાવો તમારો વર્તમાન પુરૂષાર્થ શરીર માટે જ છે; એટલે રાખમાં ઘી હોમવા જેવો છે. તેથી તે ફળીભૂત થતો પુરૂષાર્થ નથી. કારણ પુરૂષાર્થ શેના માટે કરવાનો તે જ લક્ષમાંથી બહાર છે ત્યાં શું થાય? જયારે સત્ય પુરૂષાર્થ માટે અમે કહીયે ત્યારે તમે કહી જ ધ્યો છો કે વૃદ્ધાવસ્થામાં બીજું કાંઈ નહીં કરીએ, માત્ર આત્માની વાતો જ કરીશું. હું કહું છું કે માણસ, જીવનમાં જડ સાથે જ ખેલ ખેલે છે એને વળી વૃદ્ધાવસ્થામાં આત્માની વાતો આવતી હશે? ભૂલી જજો એ વાત કે વૃદ્ધાવસ્થામાં આત્માની વાતો કરીશું. તમારામાં એ ભાવના ઉપર જાળા બાઝી ગયા છે. મને તો એમ જ થાય છે કે જ્યાં એક પળનો પણ

જીંદગીનો ભરૂસો નથી ત્યાં વૃદ્ધાવસ્થામાં અમો ધર્મ કરીશું એમ કેમ કહેવાય ? આખી જીંદગી સ્વાર્થમય વાતાવરણમાં ગાળી હોય, અહંકારને પોષવામાં પૂર્ણ કરી હોય ત્યાં વૃદ્ધાવસ્થામાં ધર્મ (!) તે મશ્કરી કરવા જેવું નથી ? નકકી કરી રાખો કે જીંદગીમાં અશુભ કામનાઓને જ પોષી હશે તો વૃદ્ધાવસ્થા અને મરતી વખતે પણ તે જ આવશે. ભગવાન્ બુદ્ધે પણ એકવાર પોતાના શિષ્યોને કહ્યું હતું કે તમે જેવા વિચારો કરશો તેવું તમારૂં ભાવી થશે. તે તમે પણ જીવનમાં ઉતારો અને ધર્મભાવના જ શ્રેષ્ઠ માની તેને જીવન સાથે બાંધી દ્યો અને દુષ્ટ ભાવનાનું જે સામ્રાજ્ય તમારા હૃદયપટમાં છે તેને કાઢી નાંખો. ભાવના ઉપર તો તમારા જીવનનો આધાર છે. અત્યાર સુધી તમે સાચી અને પવિત્ર ભાવના ભાવી નથી તો તેનાં ફળ પણ તમને સારાં અને પવિત્ર કયાંથી મળે ? વાવવો છે આકડો અને રાખવી છે આમ્રની આશા ! ફળીભૂત ન થાય તે નથી જાણતા ? તે તો તમે જાણો છો પણ અહિં ધર્મમાં જ તે બધું ભૂલી જાઓ છો તેથી તો તમે દરેકમાં કાંટા વાવ્યા છે.

## તમારી દયા ખાતર દોષો જોવાની ટેવ કાઢી નાંખો

અને તેથી તમારી ખરાબ ભાવનાને લઇ તમે બીજાના દોષ જુઓ છો અને તમને ભૂલી જાઓ છો. પહાડ જેવા તમારા દોષો તમને નથી ખટકતા અને રાઇ જેવા પરાયા દોષોને પહાડ જેવા બનાવી મુકો છો. જૈનત્વને પામેલા તમને તો રાઈ જેવા દોષ પણ પહાડ જેવા ખટકવા જોઇએ અને આંખમાં જેમ પડેલ કણથી આંખ ખટકે અને ચેન ન પડે તેમ તમને

તમારા દોષો પણ ખટકવા જોઇએ. તમે બીજાના દોષો જોવાનો પ્રયત્ન કરો છો તેમાં તમે જ દોષવાળા થાઓ છો. માટે જ કહું છું કે તમને તમારા ઉપર દયા હોય તો મહેરબાની કરી આવી વૃત્તિથી દૂર રહેજો. તમારી વૃત્તિથી જો બીજાની પ્રશંસા થાય તો ઇચ્છવા યોગ્ય છે, નહિં તો બીજાની નિંદા તો કરો જ નહિં.

એક વાત છે કે એકવાર ઈરાનનો એક નામાંકિત અને વિદ્વાન પુરૂષ હતો. તે લખે છે કે હું નાનો હતો. ત્યારે મુસલમાનોનાં પવિત્ર ધામ મક્કામાં જતો હતો ત્યાં એકવાર હું જ્યારે ગયો ત્યારે પિતા–પુત્રનો સંવાદ સાંભળ્યો. બાપ અને દીકરો બે વ્હેલી સવારે ઉઠયા હતા અને બીજા માણસો જે આવ્યા હતા તે સુતા હતા. તે જોઈ દીકરાએ બાપને કહ્યું કે આ તો જુઓ, કેવા આળસુ છે! શું જોઈ ને મક્કા આવ્યા હશે? વહેલું ઉઠવાની તો શકિત નથી અને પરમાત્મા અલ્લાની પ્રાર્થના તો વ્હેલાજ કરવી જોઈએ! પુત્રની આ પ્રમાણે વાત સાંભળી પિતાએ કહ્યું કે અરે ભાઇ, તું પણ તે ભાઈઓની જેમ વ્હેલો ન ઉઠયો હોત તોજ સારૂં હતું, કારણ કે વ્હેલા ઉઠીને તેં બીજાઓની નિંદા કરી છે તેથી વ્હેલા ઉઠવાનું તો પ્રાર્થના માટે છે. તેમાં બીજાની નિંદા થાય તે તો કેટલું અયોગ્ય કહેવાય? તમે આજ ભૂલ ખાઓ છો કે જે પોતાના દુર્ગુણો જાણવા છતાં પોતાને ધિક્કારતા નથી અને બીજાના તેજ દુર્ગુણો જોવાથી તમે તિરસ્કાર કરવા લાગી જાઓ છો; પણ મિત્રો! જ્ઞાની કહે છે કે આજનો મહાન્ દુર્ગુણી આવતી કાલે સદ્દગુણી થાય છે. આજનો પાપી

આવતી કાલે મુક્તિએ જાય છે. માટે તમે દોષ જોવાની દૃષ્ટિને ઉખાડીને ફેંકી દ્યો. તમારા દુશ્મન પ્રત્યે પણ પ્રેમથી જોતા શીખો. તમે સાંભળ્યું તો હશે જ કે બાલ્યવયમાં કે યુવાવસ્થામાં અધર્મી અને દુરાચારી ગણાતાં બાળકો કે યુવાનો ભવિષ્યમાં એવા સુધરે છે કે જગત તેને મસ્તક નમાવે છે. એટલે બાળકના દુર્ગુણો જોઈને કે વર્તમાનમાં કોઇપણ માણસની પ્રવૃત્તિ જોઇને ભવિષ્યમાં તે સુધરશે જ નહીં તેવી કલ્પના બાંધવી છોડી દઇને, તે સુધરે તેવા પ્રયત્નો કરો. માટે તે તો નક્કી કરી રાખો કે કોઈપણ માનવી તમારી નજર સામે પણ ખોટું કાર્ય કરતો હોય તેને સુધારવાના પ્રયત્નો કરવા સિવાય તેને તિરસ્કારવાનો અધિકાર તમને નથી. બીજાઓ ભલે તેની નિંદા કરે પણ તમે તેના ભાગીદાર ન બનો. કારણ વીતરાગ કહે છે કે–જીવનમાં પ્રાધાન્યપણે અસત્ય હોય તો પણ સત્ય પણ હોય છે જ. આપણો ધર્મ તો આપણને તે જ શીખવે છે કે તું તારૂં સંભાળ, પારકી વાતને છોડી દે, પારકાના દોષ જોવા અને નિંદા કરવી તે તો આપણા આત્મા ઉપર કુઠારાઘાત કરવા જેવું છે. તમે તો ગમે તેવા માણસ પાસેથી મેળવતા શીખો. કંદોઈ ભલેને મેલાં લુગડાં પહેરે પણ તેની મીઠાઇ શું ખરાબ હોય છે ? કેટલાક કહે છે કે ઉપદેશકો સારા જોઇએ. હું કહું છું કે તમે સારા છો કે નહિં તે તમે જોતા શીખ્યા છો ? ઉપદેશકો તરફ દૃષ્ટિ ન રાખતા ઉપદેશ તરફ દૃષ્ટિ હશે તો જરૂર કલ્યાણ થશે એ નિઃશંક વાત છે. ચિતારો કદરૂપી હોય તેથી શું તેનું ચિત્ર સારૂં નથી હોતું ? કાંટાવાળા ગુલાબને શું બધા ફેંકી દે છે ? નહીં જ. તેથી જ કહું છું કે ચોર અને લુંટારા ગણાતા માણસોમાં દયા અને

સત્ય છુપાયેલાં રહે છે. માટે તમારે તો અસત્ય અને ખરાબમાંથી સત્ય અને સારૂં શોધી કાઢવું જોઈએ. અહીં તે માટે એક પ્રાસંગિક વાત કહું છું જે વાત પૂર્વેની છે તે સાંભળો.

જીતશત્રુ રાજા અને સુબુદ્ધિ પ્રધાન બન્ને ફરવા નીકળ્યા છે. એક ખાઇ આગળ તેઓ આવ્યા. અંદર પાણી હતું, પણ તે અતિશય દુર્ગંધવાળું. રાજાએ તો નાક જ દાબી દીધું. પ્રધાને કહ્યું. મહારાજ, જેમ આજનો દુર્ગુણી કાલે સદ્‌ગુણી થતો જોઈએ છીયે તેમ આ દુર્ગંધ મારતું પાણી પણ સુગંધવાળું બને છે. પ્રધાનની વાત સાંભળી રાજાને હસવું આવે છે. કોઈ દિવસ આ પાણી ખરાબ છે તે સારૂં થાય જ નહિં. રાજાની હઠ જોઈ પ્રધાન મૌન રહે છે. પાછા ફર્યા પછી પોતાના નોકરને આજ્ઞા કરી કે ખાઇમાંથી ગંધાતું પાણી લઈ આવ. નોકર પાણી લઈ આવ્યો અને સુબુદ્ધિ પ્રધાને તે પાણીને શુદ્ધ કરવા થોડા દિવસ મહેનત કરી પાણીને નિર્મળ બનાવી, પાણી ઘડામાં ભરી, રાજાના રસોયાને આપ્યું કે આજે રાજાને આ પાણી પીવા આપજે, જમતી વખતે રાજાએ તે પાણી પીધું. પાણીની વધારે પડતી મીઠાશ જોઇ રાજા પૂછે છે કે આ પાણી આજે કેમ બહુ મીઠું લાગે છે ! આવું પાણી કાંઈ દરરોજ આવતું નથી. આ પાણી આજે કયાંથી આવ્યું છે ? રસોયાએ કહ્યું કે મહારાજ, આ પાણી તો પ્રધાનજી આપી ગયા છે. રસોયાની વાત સાંભળી પ્રધાનને બોલાવી રાજા કહે છે કે પ્રધાનજી, તમે તો શોખીન છો. તમે તો બહુ જ મીઠું પાણી પીઓ છો, પણ તમે એકલા જ ન પીતા અહીં પણ મોકલાવતા જાઓ. પ્રધાને કહ્યું. મહારાજ, આ તે જ પાણી. છે કે જે પાણીની

દુર્ગંધ જોઈ તમે નાક દાબ્યું હતું અને પાણી પ્રત્યે ઘૃણા દર્શાવી હતી. રાજા પ્રધાનની આ વાત માનતો નથી તેથી તરત જ તે પાણી મંગાવી રાજાની આગળ પ્રયોગ દ્વારા તે દુર્ગંધને કાઢી સ્વચ્છ બનાવે છે. ટુંકમાં ખરાબ પણ સારા થાય છે. તેમ સારી ભાવનાથી ખરાબ માણુસ પણ સારા થાય છે. માટે તેની ઉપેક્ષા ન કરો! પણ તેને સારૂં કરવા જ હરહંમેશ પ્રયત્નશીલ રહો. તેમાં તમારો પણ સુધારો થશે. આવી ભાવના જ્યારે હૃદયમાં રમતી થશે ત્યારે તમે ગૃહસ્થ હોવા છતાં કલ્યાણ કરી શકશો. બાકી તો બધી ધર્મક્રિયા કરવા છતાં કાંઇ નહિં વળે તે નક્કી યાદ રાખજો. અંતઃકરણને માતાના જેવું બનાવો. માતા જે ભાવથી પોતાનાં બાળકોને જુએ તેમ તમે પણ તેજ ભાવથી જુઓ. કેટલાક કહે છે કે પારકો માણુસ જે હલકટ હોય કે દોષી હોય તો તેના દોષ તરફ દૃષ્ટિ જાય તે તો સ્વાભાવિક નથી લાગતું? અને જ્યારે એક માણુસ દોષીત ઠરે છે ત્યારે તેના પ્રત્યે તિરસ્કાર પણ સ્વાભાવિક આવે છે, પણ હું કહું છું કે દોષ જોવા અને પારકી ટીકા કરવી એ કાંઇ તમારો મૂળભૂત સ્વભાવ નથી. યાદ રાખો કે જ્યાં સુધી તમે દોષ જોશો ત્યાં સુધી પ્રેમ નહિં આવે અને પછી દ્વેષબુદ્ધિ જ રહ્યા કરશે. તેમાં તમે બીજાનું નહિં પણ તમારૂં જ બગાડો છો. મહાવીર પ્રભુએ કહ્યું છે કે, તમારૂં ભૂંડું કરવા આવે તેને પણ આવકારો. તમે હૃદયમાં સંપૂર્ણ કોતરી રાખો કે તમારૂં ભૂંડું કરનાર છે કોણ? તમારો ભયંકર દુશ્મન પણ તમારૂં કાંઈ નહિં બગાડી શકે; તો નાહક તમે દુશ્મનાવટ શા માટે રાખો છો? એ પોકાર જ્ઞાનીઓ કરે છે છતાં અજ્ઞાનને લઈ સમજતા નથી. તમને

ધુતનાર પોતે જ ધુતાઇ જશે. તમે તો બસ તમારૂં જ રટણ્ કરો. ઘડીભર દુનીયા તમારી નિંદા કરશે પણ તમારૂં કાંઇ નહીં બગડે. તે દ્રઢ ચિત્તથી સમજી રાખજો. મહાત્મા કબીરનો એક દાખલો અત્યારે યાદ આવે છે. તે ઇશ્વરનો બંદો કેવો કે જેણે પોતાની જાતને નિંદાવા દીધી; પણ દુનીયાને એક શબ્દ પણ ન કહ્યો. તે વાત સંભળાવું. તમે વીતરાગ પ્રભુની વાતો તો સાંભળી છે તેમની તો વાત જ શી? પણ પંચમ-કાળમાં પણ પ્રભુના ભક્ત કેવા હોય છે તેની આ વાત છે.

કબીરજીની વાતો આખા ગામમાં ફરી વળેલી અને કબીરજી આગળ ગામના સ્ત્રીપુરૂષોનાં ટોળેટોળાં આવવા લાગ્યાં. એક માણસની શકિત વધે તેમાં પણ તમારી આગળ તે શકિત ટકાવવી પણ મુશ્કેલ થઇ પડે. કબીરજીની આગળ દરિદ્રી આવીને કહે, બાપુ–મને કંઇક બતાવો ને? વળી રોગી આવી રોગના રોદણાં ભક્ત આગળ રોઇ જાય, વળી કોઈ સંતાનભુખ્યાં સંતાન માંગવા આવે પણ ભક્તરાજ તો ચુપચાપ પ્રભુની માળાજ ગણુતા. આજે જો કોઇ મહાત્મા કે સાધુ ઉચ્ચ સ્થિતિ ઉપર ગયો હોય તો તમેજ એને નીચે પાડો છો, પણ જે સાચો આત્માર્થિ હોય તે પડતો નથી. ભક્ત કબીરની તુટી ફુટી ઝુંપડીમાં હજારો ગામના સ્ત્રીપુરૂષો આવવા લાગ્યાં. પ્રભુના ભક્ત આપણુને આશીર્વાદ આપે તોય બસ છે. તેમાં આપણું કલ્યાણ થશે.

આખાએ ગામમાં ભક્ત કબીરજીની ખ્યાતિ વધી પડી. મધ્યરાત સુધી માણસો તેઓની છાયા તળે રહે અને કબીર-જીની વાણી સાંભળે. એમની ચરણુરજ લઈ મસ્તકે ચડાવી

જીવનને ધન્ય માને. રાત જ્યારે પડતી ત્યારે માણસોના ગયા પછી કબીરજી પરમાત્માનું ધ્યાન ધરતા અને આંસુ લાવીને બોલતા કે હે પ્રભુ! હું તો ધારતો હતો કે મારો જન્મ યવન કુળમાં થવાથી મ્હારી પાસે કોઇ નહીં આવે અને મને એકલો જ રહેવા દેશે અને તેથી દુનીયાથી તરછોડાયલો હું તારી પાસે આવી શાંત કીર્તન કર્યા કરીશ. તું અને હું એમ બન્ને મલી આનંદ કરીશું; પણ હે પ્રભુ! આતો તમે મ્હારી પાસે ન આવવાની કપટબાજી આદરી છે કે જેથી માણસોનાં ટોળે ટોળાં મ્હારી આગળ મોકલે છે! વળી તુંજ મ્હારી ઝુંપડી માણસોને દેખાડી રહ્યો છે અને ત્હારી ભક્તિથી મને દૂર કરવા પ્રયત્ન કરી રહ્યો છે; પણ એમ કાંઇ હું તને નહિં મૂકી દઉં, આવી રીતે કબીરજી મોડી રાતે પ્રભુને યાદ કરતા.

દિવસો પસાર થયા અને નગરમાં કબીરજીની યશસ્વી કલગી ફરકતી જોઇ બ્રાહ્મણો છંછેડાઇ ગયા. નાગ પગ નીચે આવે અને જેમ કુંફાડા મારે તેમ બ્રાહ્મણો કુંફાડા મારવા લાગ્યા. સહુ બોલવા લાગ્યા–કે હવે થઈ રહ્યું. કળીયુગ આવી ગયો. મુસલમાનના પગની ધૂળ લઈ માથે ચડાવે. પછી શું જોઇએ? હવે તે કળીયુગ બાકી છે? પૃથ્વીપર હવે તો પાપની અવધી આવી ગઈ. બ્રાહ્મણોને કોઇ પૂછે છે? એક તરકડાને ઇશ્વરની જેમ માને છે. આ તે કઇ જાતનાં પુરૂષો અને સ્ત્રીઓ છે? અંદરમાં સળગેલી આગને સહુ ઠાલવવા માંડયા. ઇર્ષાને આધીન માણસો બીજાની પ્રતિષ્ઠા જોઈ શકતા નથી. સહુને પૂજાવાની ઇચ્છા છે. પૂજવાની નથી. બ્રાહ્મણોએ સમાજ ઉપર પ્રભુત્વ જમાવ્યું હતું. તે કબીરજીના વર્ચસ્વથી ઓછું થયું. તેથી

સ્વાર્થબુદ્ધિએ પીડાતા સહુ પોતપોતાની બુદ્ધિથી વાતો કરવા લાગ્યા. એક તો કહે—હવે જો પૃથ્વીને ઉગારવી હોય તો તાત્કાલિક ઇલાજ લ્યો; નહિં તો ધરતી નાશ થઇ જશે. અંતે બધાએ બુદ્ધિ વાપરી. એક બોલ્યો:—નગરમાં જામેલી કબીરની પ્રભુતા જો ઓછી થાય તોજ આપણું વર્ચસ્વ જામે. બીજાએ કહ્યુંઃ જ્યાંસુધી તેની છાપ પવિત્ર છે ત્યાંસુધી કાંઇ નહિં થાય. માટે આપણે તો એવો ઉપાય કરીએ કે જેનાથી તેના જીવન ઉપર નગરને ધિક્કાર ઉભો થાય. કબીરજીની પ્રતિષ્ઠા ધૂળ મેળવવા સહુએ નક્કી કર્યું અને એક નીચકુળમાં જન્મેલી અને નીચ ધંધો કરી પેટનું ગુજરાન કરતી હલકટ બાઇને બોલાવી પહેલાજ હાથમાં રૂપીયાની થેલી આપી કહ્યું કે કબીરજીનો ભવાડો ગમે તે રીતે કરી તેની અપકીર્તિ કરાય અને તે ભરબજારમાં થાય તો તને આથી વિશેષ ઈનામ આપશું; માટે તારી કળા અજમાવ. મિત્રો ! ભક્તની જ કસોટી હોય છે. ઠગારાઓની હોતી નથી. બ્રાહ્મણોની વાત સાંભળી બાઇએ કહ્યું કે આજેજ ભવાડો કરૂં અને ભરબજારમાં તેનો તિરસ્કાર કરાવું. તમે હવે નિશ્ચંત રહો અને આ વાત પણ કોઇ ન જાણે તેમ જ પતાવી દઇશ. ઇર્ષાળુ બ્રાહ્મણો હર્ષાયા. બધા ઘેર ચાલ્યા ગયા. કબીરજી તેજ દિવસે પોતાની વણાટશાળામાંથી કપડું વણીને ચાલ્યા આવે છે. ધીમી ચાલ અને પ્રભાવશાળી મોઢું. તેઓ નિર્દોષ ભાવે ડગ ભરતા ભર બજારમાંથી નીકળ્યા. બીજા બ્રાહ્મણો ચારે તરફ ફરી વળ્યા છે. કબીરજી તેમને કપડું બતાવે છે. તેજ વખતે પેલી બાઈ આવી અને આંખમાંથી આંસુ પાડતી વસ્ત્ર ફાટેલા છે, વાળ છુટા થઈ ગયા છે એવી દયામણા મોઢાવાળી બનીને કબીરના

પગમાં પડી રોવા લાગી. પછી તેણીએ કહ્યું: સાધુ થવું હતું તો મને વચન આપીને શા માટે ફસાવી? શું જોઇને મ્હારી દેહ ભ્રષ્ટ કરી? અબળા જાત હવે હું ક્યાં જાઉં? મ્હારા અંગ ઉપર પહેરવા વસ્ત્ર નથી અને ખાવા અનાજ નથી; બાઈની વાત સાંભળી માણસો તો દંગ થઈ ગયા. માણસોને પણ કહ્યું કે તમે શું જોઇને આને ભક્ત માનો છો? આ તો ભક્તિના નામે પાખંડ કરે છે. મ્હારા જેવી કંઇક અબળાઓના ભવ બગાડયા છે. પ્રભુ! પ્રભુ! આવાઓ પણ જગતમાં પૂજાય છે ખરા! ધરતી ઉપર શું આવા ધુતારાને પણ તું પૂજાવા દે છે! ખરેખર, કહેવત છે કે સાધુ નિંદાય અને પાખંડી પૂજાય એમાં ખોટું શું છે? બાઈની વાત સાંભળી ભક્તરાજ કબીર તો જરાપણ ક્ષોભ પામ્યા નહિં કે બાઇ પ્રત્યે જરાપણ રોષ લાવ્યા નહિં.

થોડીવાર થઈ. બ્રાહ્મણોએ પોકાર કરી મુકયો. ભાઈયો, અમે ન્હોતા કહેતા કે નીચ કુળમાં વળી સાચા ભક્ત હોતા હશે! આવા માણસની સામે જોવામાં પણ પાપ છે. કરડી નજર કરી કબીરજીની સામે જોઈ બ્રાહ્મણો બોલ્યા:— ધિક્કાર છે ત્હારી અધમ જાતને! આવા ઢોંગ! ધર્મના નામે આ તોફાન! પ્રભુ કાંઇ નથી જાણતા? જેવું હતું એવું જ બહાર આવી ગયું ને? તને શરમ નથી આવતી! ત્હારી જ બાયડી ભીખ માંગી રહી છે અને તું ઈશ્વરને નામે પ્રભુના ભક્ત તરીકે લોકોને ઠગી મસ્ત બની રહ્યો છે! ધિક્કાર છે તને અને તને માનનારાઓને! ઈર્ષાળુ બ્રાહ્મણો આમ કહી છૂટા પડયા અને ઘરે ગયા. રસ્તામાં જે મલે તેને કબીરજીની વાત

કહેવા લાગ્યા અને માણુસો કબીરજી હતા ત્યાં આવી જોવા લાગ્યા. તેઓ પણુ કબીરજી તરફ તિરસ્કાર ભરી દૃષ્ટિ નાંખી ચાલવા લાગ્યા. તેટલી વારમાં તો કબીરજીએ પોતાના હાથ વડે પોતાના પગમાં પડેલી તે નારીને ઉભી કરી અને કહ્યું:– બ્હેન ! તું સાચું કહે છે. મ્હારી ભૂલ થઈ છે; કારણુકે મ્હારા ઘરમાં જયાં સુધી અન્ન અને વસ્ત્ર હોય ત્યાં સુધી તને ભૂખી રાખવી તે મને ગુન્હો લાગે છે. માટે હવેથી જ્યાં સુધી મ્હારા આવાસમાં અન્ન હશે ત્યાં સુધી તને ભૂખી નહીં રહેવા દઉં. ઉઠ, બ્હેન ! ચાલ મ્હારે ઘેર. કબીરજી રમણીને સાથે લઇ ચાલવા લાગ્યા. પાછળ રહેલું ટોળું હસે છે, ગાળ દે છે, કોઈ પત્થર મારે છે પણુ પરમાત્માનો સાચો ભક્ત તો હસતો જ રહ્યો. હસતે મુખડે તે તો ચાલ્યો જ જાય છે. પ્રજામાંથી માણુસો પોતપોતાની બુદ્ધિ અનુસાર વાતો કરતા જ રહ્યા. કોઈ કહે છે શરમ ! નશરમો લાગે છે. કુકર્મ કર્યું પણુ જરાપણુ હૈયે ચિંતા છે ? આ કળીયુગના જ લક્ષણુ છે ને ? તેનો કાંઈ વાંક નથી. મોટા જ્ઞાની પણુ ફસાયા તો આનું શું ગજું ! વળી કોઈ કહે કે જો આવી વૃત્તિ હતી તો જખ મારવા સાધુતાનો ડોળ કરતો હતો ? કોણે એને સાધુ થવાનું કહ્યું હતું કે સાધુ બની જા. આ તો જગતમાં સાધુ તરીકે રહી આવાં કર્મો કરવા હતા; પણુ પાપ છુપું રહે ? પાપ તો છાપરે ચડીને પણુ પોકારે. આવી આવી અનેક વાતો ભક્તના કાને અથડાઇ પણુ એક તલભાર પણુ માણુસો ઉપર ક્રોધ ન કર્યો તેમ ઉલ્ટો વધુ પરમાત્માના ધ્યાનમાં લીન બનતો ગયો. સ્ત્રીઓ પણુ પુરૂષોની જેમ વાતો કરવા લાગી. જોયો ને ? આજ સાધુડો જગતમાં સાધુના દેખાવમાં

હવસખોર રાક્ષસ નીકળ્યો. સાધુ થઈને કેટલું જગતને છેતર્યું ? આવા તીર જેવા વચનોને સહન કરતા કબીરજી પોતાની ઝુંપડીએ આવ્યા. બાઇને સારી રીતે આદરમાન દીધો અને તેની આગળ રસોઇનો થાળ મૂકયો. પછી તેણે મીઠે શબ્દે કહ્યું: બ્હેન ! જરા પણ સંકોચાયા વગર જમી લ્યે. પરમાત્માની પ્રાર્થના આજે ફળી છે. મ્હારા રામે જ તને મ્હારે ગરીબને ઘેર મોકલી છે, માટે જમી લે. સાધુ અને ભક્ત પુરૂષની મિત્રો ! આ જેવી તેવી શાંતિ અને નમ્રતા નથી. જગતનાં હૃદયો આ નમ્રતાથી પલવારમાં ફરી જાય તો અધમ અને તુચ્છ નારીનું હૃદય ફર્યા વગર કેમ રહે ! અત્યાર સુધી ખોટા આંસુ વહાવતી હતી તે હવે સાચા આંસુની ધાર વહાવવા લાગી અને ગદ્ગદ્ સ્વરે બોલી:—મ્હારા પ્રભુ ! મને માફ કરો. અધમ એવી મેં આ તમારી અપકીર્તિ કરાવવા બ્રાહ્મણોના પૈસાની લાલચે કામ કર્યું છે. પ્રભુ ! હવે મ્હારે આપઘાત કર્યા સિવાય છુટકો નથી. મેં મહા પાપ કર્યું છે.

કબીરજી બોલ્યા. બ્હેન, મને તો આજ અપૂર્વ આનંદ થયો. લોકો હવે મને સુખે બેસવા દેશે. આપણે બન્ને હવે તો ભેગા મલી પરમાત્માના ગુણ ગાશું. ભક્તરાજે તે હલકી ગણાતી સ્ત્રીને ઉંચી સ્થિતિમાં લાવી મૂકી. મિત્રો ! આ કર્તવ્ય તરફ જરા ધ્યાન રાખો અને આ આદર્શ હૃદયમાં જડી લ્યો. ભક્તરાજની જેમ તમારી કોઇ નિંદા કરે, અરે ! કર્તવ્ય કરતા જગત નિંદા કરવા લાગી જાય તો પણ તમે જરાપણ દિલગીરી ધારણ ન કરતા, હસતા જ રહેજો. સત્યનો આનંદ લૂંટતા જ રહેજો, તમારો બેડો પાર થઇ જશે.

આ બધોય ઉપદેશ તમે સાંભળ્યા તો જશો જ અને જી હા, પણ કરતા જ જશો, પણ અમલ કરવામાં જ તમને ગભરામણ છુટવાની છે. ઘણા સમયથી વ્યાખ્યાન સાંભળતા આવ્યા છો પણ તે તમારા હૃદયમાં કેમ ઉતરતું નથી તેનો વિચાર કર્યો છે? કે પછી અમે બોલ્યે જઇએ અને તમે સાંભળે જ જાઓ. દોઢ કલાક અમારે રાગડા તાણીને બોલવું અને તમારે સાંભળવું તેમાં આપણી ઇતિશ્રી છે? માનનીય સજ્જનો! જરા હૃદય ઉપર હાથ રાખી ખૂબ વિચાર કરો, કે તમારી આ પ્રવૃત્તિ શું આદરણીય છે? શ્રાવકજીવનને ઉજમાળ કરવા તમારે બહુ જ વિચારવું પડશે. તમારી વાત તો એવી છે કેઃ—

અમે શ્રાવક સાચા પણ કરીયે ફાવે તેમ.

એ હવે નહિં ચાલે. વીતરાગની આજ્ઞાનો હવે અમલ કરવાનો સમય આવ્યો છે. પણ તમે સાવ ઢીલા થઈ જાઓ અને આજ્ઞાને માન્ય ન રાખો એ નહિં ચાલે. બહુ થીગડાં માર્યાં. હવે અમે થીગડાં નહિં મારીયે. તમે તો અવિનીત શિષ્ય જેવું કરો છો. એક કથા સંભળાવું. એક મહાત્મા હતા. તે બહારથી આવ્યા. પગ થાકી ગયા હતા, તેથી શિષ્યને કહ્યું કે આજે મ્હારા પગ દુઃખે છે માટે દાબી આપ. શિષ્યે જવાબ આપ્યોઃ મહારાજ! આ શું બોલ્યા! આપ તો મ્હારા ગુરૂ છો. મ્હારા પગ કાંઈ આપના શરીરને અડકી શકે? ગુરૂએ ફરી કહ્યું કે બેટા! મારા પગ બહુ જ દુઃખે છે માટે આવ, જરા પગ વડે ચાંપી આપ. શિષ્ય આ સાંભળી રડવાનો ઢોંગ કરવા લાગ્યો. ગુરૂએ કહ્યું કે એમાં અવિનય નહિં થાય; પણ

શિષ્યે માન્યું જ નહિં ત્યારે ગુરૂએ ક્રોધમાં આવીને કહ્યું કે અરે મૂર્ખ ! મ્હારી આજ્ઞાનો ભંગ કરતા તને પાપ નથી લાગતું ?

આજ્ઞાને કચરી નાખીને તેં તો ઘોર પાપ બાંધ્યું છે. મિત્રો ! આવી જ તમારી સ્થિતિ છે. ત્હમે પણ સાચી આજ્ઞા માનતા નથી—જીવનમાં ઉતારતા નથી અને તેથી જ તમારી ક્રિયામાં ત્હમે ફળીભૂત થતા નથી. સાચું રહસ્ય તમે જ્યારે સમજશો ત્યારે ભગવાનની જે આજ્ઞા છે તે બધીય જીવનમાં ઉતારી લેશો; પણ હજી મોટી ખામી છે અને તે તમારા સ્વરૂપને સમજવાની તે પહેલા જાણો. જાણ્યા વગર તમે ગમે તેટલા પાપને નાશ કરવા પ્રયત્ન કરશો પણ તે બધાં નિષ્ફળ જવાના છે.

અંતઃકરણને શુદ્ધ બનાવ્યા વગર તમે 'નમો અરિહંતાણું'ના લાખો જાપ કર્યે જાઓ, મંદિરમાં કે ઉપાશ્રયમાં તમે રાગ તાણી તાણીને સ્તવનમાં પ્રભુની પ્રાર્થના કર્યે જાઓ—કે, હે પ્રભુ ! હું પામર છું, દીન છું, પણ તમારા ભાવ ઉપાશ્રય કે મંદિરની બહાર નીકળતા જ તમે બદલી નાંખો છો. બહાર આવતા જ કોઇ તમને એ પામર ! અથવા દીન કહીને બોલાવે ત્યારે તમે તેને શું કરો ? ધોલ મારો અથવા કોર્ટમાં જ લઈ જાઓ કે બીજું કાંઇ કરો ? આ મ્હારૂં તું અપમાન કરે તે મ્હારાથી કેમ સહન થાય ? કોઈ કહે, અરે ! ભાઇ, હમણાં તો તું મંદિરમાં ગાતો હતો તેજ શબ્દથી તને બોલાવ્યો, તેમાં શું થયું ? પણ તે મંદિરનું મંદિરમાં જ

રહે છે. પાછું સાથે લાવતા નથી. તેની આ બધી ઉપાધિ થાય છે. ઉપલક ગાયન, ઉપલક ભક્તિ કે સ્તવન ગાવાથી કાંઈ નહીં થાય. ઉપાશ્રય કે મંદિરમાં પરમાત્માની પ્રાર્થના કરતા જીભ તો શું પણ શરીરના રોમે રોમ પણ શાંત થઈ જાય અને તે જ ધૂન ચોવીસે કલાક લોહીની સાથે રગેરગમાં ચાલતી હોય, ઉપલક ભક્તિથી તમે હાથના ચાળા કરો કે નાચો કુદો, એ સર્વ ચિત્રકારના ચિત્ર જેવું છે. નિર્જીવ ચિત્ર જેમ કાંઈ કામમાં ઉપયોગી ન થાય, કેવળ દેખાવ પૂરતું જ હોય, તેમ અંતકરણની શુદ્ધતા વગરના ખાલી જાપ કે પાઠ, ઉપવાસ કે પ્રતિક્રમણ એ બધા ઘી અને ગોળ વગરના લાડુ જેવા છે. એકલા પાણીના લાડુ જેમ સ્વાદ આપતા નથી તેમ આજની તમારી સ્થિતિ છે. આંસુ ભરી આંખો જો પ્રતિક્રમણ કરતા ન થાય તો હૃદયને સ્પર્શનારી તે ક્રિયામાં ખામી છે. તમે જો આવી આવી ક્રિયાઓ સાચા હૃદયથી –બળતા હૃદયે કરો તો દુનીયામાં એક પણ પાપ એવું નથી કે જે ટકી શકે.

## પાપો કાઢવા પ્રથમ મનને સ્થિર કરો

આજે પાપ કર્મને આવવા માટે મન–વચન–કાયા ત્રણે છુટા છે. એકને પણ કબજામાં રાખવા પ્રયત્ન કર્યો ? કાયા અને વચન કરતાં મનથી બાંધેલાં પાપ ભૂંડાં છે. અહીં બેઠા છો પણ મન તો કયાંય જઈ આવે–દુનીયાના ચારે ખુણે મન તો ભટકતુંજ હોય. એવી સ્થિતિમાં વીતરાગતાની છાપ અને વીતરાગ વચનો હૈયે નહીં બેસે. મનને કબજે કરવા તમારે તમામ પ્રયત્નો અજમાવવા પડશે. તે વગર સાચી સિદ્ધિ નથી.

તંદુલિયા મચ્છની વાત યાદ છે ને? મગર મચ્છની પાંપણુમાં રહેનાર, શરીર નાનું, કાંઈ પાપક્રિયા ન થઈ શકે, તેમાં પણ તે મનથી જ વિચારે કે આ કેવો મૂર્ખ છે જે મોઢામાં આવેલ માછલાંને જતાં કરે છે! એના જેવી મ્હારી કાયા અને શકિત હોય તો હું એકને પણ ન છટકવા દઉં. આ વિચારમાં શરીરની ક્રિયાથી પાપ કરતો તે તંદુલીયો નાનો મચ્છ મોટા મચ્છના કરતાં પણ વધારે કર્મ બંધન કરી સાતમી નરકે જાય. આ મનની જ શકિત છે. સાતમી નરકમાં અને મુક્તિમાં લઇ જનાર મન છે. પ્રસન્નચંદ્ર રાજર્ષિ મનના ખરાબ અધ્યવસાયે સાતમી નરક સુધી જઇ આવ્યા અને આત્મદશા તથા સાધુ દશા યાદ આવતા પાછા ફર્યા અને કૈવલ્યને વર્યા. મન તો ભૂંડામાં ભૂંડું કરનાર છે. જો સાવધાન ન રહ્યા તો પડવાનું જ છે. મનની ઉંધી ગતિ સંસારમાં પટકી નાખશે એમ સમજી, મનને કબજે કરવા તૈયારી બતાવો. આજે તો જન્મે છે ત્યારથી જ મનડું દુનીયામાં ફસે તેવી જ રીતે કામ કરે છે. ત્યાગ કરતા રાગમાં વિશેષ આનંદ દેખાય છે તેનું કારણ શું? કારણ એજ મનને વશ નથી કરવામાં આવ્યું. અને ઇંદ્રિયો ઉન્મત્ત દશામાં વર્તે છે તે પણ મનની ખરાબ સ્થિતિથી જ; માટે મન ઉપર અંકુશ રાખવા માટે યોગ્ય કાર્યક્રમ નકકી કરો. ખરાબ અને સારાં કાર્યની નોંધ બુક રાખતા થાઓ. ખરાબ ભાવનામાં મન જાય તો તે દિવસ પણ નોંધી લ્યો. તમારી નિર્બળતાઓની જ્યારે નોંધ કરતા થઇ જશો ત્યારે તમારી મનની કાયરતા પ્રત્યે તમને ઘૃણા આવશે અને પછી આપો આપ મનની શકિત ખરાબ રસ્તે જતી અટકવા લાગશે. જે દિવસે અધમ ઇચ્છાઓ થાય તે દિવસે

એકાંતમાં બેસી મનને ઠપકો આપતા શીખો. સિંહ જેમ ઘાસનું ભક્ષણ ન કરે તેમ હું માનવ, આવી અધમ ઇચ્છાઓને કેમ તાબે થાઉં! એમ વિચારી મનને રોકતા શીખો અને પાપ ન થાય તેની સાવચેતી રાખો. ઈંદ્રિયોને ઉન્માર્ગે ઘસડી જનાર મન છે અને જેમ ફાવે તેમ સ્વતંત્રપણે મનને રહેવા દેશો તો તે અવળે જ માર્ગે જશે; કારણ કે મન ઉચ્ચ સ્થિતિમાં જાય તેવા સહવાસમાં તમે રહ્યા જ નથી. અત્યાર સુધી તમે મનને વિકારોથી જ પોષ્યું હોય ત્યાં પછી તેને વશ રાખવાનો પ્રયત્ન સ્હેજે કેમ થાય? સિંહને કબજે કરવા જેમ ત્રણ ચાર દિવસ ભૂખ્યો રાખવો પડે છે તેમ તમારા મનના તરંગોને તમે દબાવતા જાઓ. જે ભાવનાઓનું પોષણ મનને આપશો તે તરફ મન વળી જ જશે. તે માટે સત્પુરૂષોનો સંગ કરો. સાચી દશા જે પુસ્તકોમાં વર્ણન કરાયેલી હોય એવા પુસ્તકોનો પણ સહવાસ નિયમિત કર્યે જાઓ, તેમ ભોજનમાં પણ નિયમિત બનો. કામોત્તેજક અને મનને વિકલ્પદશામાં લઈ જનારા ખાદ્ય પદાર્થોને ખાવા છોડી દ્યો. ગુણ કરનારા (વિકાર પોષક) પદાર્થો ખાવાથી તમે મનના વેગને નહિં અટકાવી શકો.

તેથી સત્ત્વગુણી આહારની પણ તેમાં જરૂર છે. અલ્પ અને સત્ત્વગુણી આહારથી મન પ્રસન્ન રહે છે. માદક પદાર્થોનાં ભક્ષણથી હમેશાં પ્રકૃતિ ખરાબ રહે છે. માટે મિત્રો! તમારાં મનને સ્વચ્છ અને નિર્મળ રાખવા જ્ઞાનીઓએ કહેલા વિધિ વિધાનો આદરણીય માની પ્રયોગ રૂપે કરી મનને સાફ કરતા થઇ જાઓ. મન જો સાફ હશે તો આપોઆપ સ્વચ્છ અને પવિત્ર વિચારો આવશે. દુનીયાની લાલસા, વિષ-

યોના ઉપભોગની વાસનાઓ તથા અહંતા અને મમતાના ખ્યાલો ઓછા થશે.

## આપત્તિઓ સામે પણ મન દ્રઢ કરો

આ વાત પણ ચોક્કસ છે કે જ્યારે તમે મનને પવિત્રતાનાં બંધનથી બાંધી દેશો ત્યારે તમને તે પવિત્રતામાંથી બહાર કાઢવા આપત્તિ રૂપ કસોટીઓ પણ આવશે; પણ તેમાં તમે તમારા જ્ઞાનની પ્રતીતિ જરૂર કરી શકશો; એકવાર એક ઘોડેસ્વાર બહારગામ જતો હતો. રસ્તામાં એક રેંટ ચાલતો હતો ત્યાં તે ઘોડાને પાણી પાવા માટે લઇ ગયો. ઘોડો અવાજ નહીં સાંભળવાથી ભડકયો. તેણે પાણી ન પીધું. ઘોડાવાળાએ અવાજ બંધ કરવા ખેડુતને કહ્યું. ખેડુતે રેંટ બંધ કર્યો. તે સાથે પાણી આવતું પણ બંધ થયું. ઘોડાવાળાએ ક્રોધે ભરાઈ કહ્યું:–અરે મૂર્ખ! મેં તને રેંટ બંધ કરવાનું કહ્યું ત્યારે તેં ઘોડાને પાવાનું પાણી કેમ બંધ કર્યું? ખેડુતે કહ્યું:–સાહેબ! આપનું કહેવું બરાબર છે પણ તે મ્હારી શક્તિની બહાર છે. રેંટ બંધ કરતા પાણી બંધ થશેજ; માટે જો આપને ઘોડા ઉપર પ્રીતિ હોય અને ઘોડાને પાણી પાવું હોય તો રેંટના અવાજ વખતે તેની આપ પીઠ થાબડતા જાઓ. ઘોડાએ કોઇ દિવસ આ અવાજ સાંભળ્યો નથી તેથી તે ભડકે છે અને પાણી તો હમેશાં રેંટના અવાજની સાથેજ નીકળશે. આ દૃષ્ટાંત સમજાય છે? જ્ઞાનીઓ એમ કહે છે કે તમે ગમે તેવી આપત્તિઓ વચ્ચે હોવા છતાં તમારા મનને દૃઢ કરી તમારે જ્ઞાનનીજ પ્રતીતિ કરવી. કારણ તમને શાંતિ આપનાર એવું આ દૃષ્યમાન જગતમાં એક પણ સ્થળ નહીં મળે. તમે શાંતિ

માટે હિમાલય કે આબુ અથવા ગીરનારની ગુફા ગોતો પણ ત્યાં શાંતિ નહીં મલે. કારણ શાંતિ તો બહારની વસ્તુ જ નથી એટલે જ મનને દૃઢ કરો, બાંધો. શાંતિનો ધોધ વહી નીકળશે તે જરૂર માની લ્યો. આજની અશાંતિના કારણરૂપ તમારૂં મન છે. સ્વાર્થની કાળાશ પણ નિર્બળ મનમાંથી જ વૃદ્ધિ પામે છે તે પણ ન ભૂલો. આજે તમારી મનોભૂમિમાં નિસ્તેજપણું સિવાય કાંઈ છે? મન તો જીવન રૂપી વહાણનું સુકાની છે તે કેમ ભૂલી ગયા છો? સુકાન હવે તો બદલો અને જીવનના વહાણને ભર દરીયામાંથી ડુબતા બચાવવા-કિનારે લાવવા મનને (સુકાનીને) મજબુત બનાવો અને તેના ઉપાય તરીકે બીજું કાંઈ નહીં તો તમે વીતરાગનું ધ્યાન ધરતા રહો. પંચ પરમેષ્ટિનું એકાગ્રતાપૂર્વક ધ્યાન મનને કબજે કરવા સમર્થ છે. જ્યારે જ્યારે તમારાં મનમાં ખરાબ ભાવનાની અતિરેકતા આવે, ત્યારે ત્યારે તમે પરમાત્માશ્રી પંચપરમેષ્ટિને યાદ કરવાનું ન ભૂલો. તો તો તમે ગૃહસ્થાશ્રમમાં હોવા છતાં ઈષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરી શકશો તે નિઃશંક વાત છે. ત્યાગની પરમ સ્થિતિમાં ન આવી શકનારાઓ માટે આ જરૂરી છે. ગૃહસ્થાવાસમાં પણ જો તમે પરમાત્માને નહીં ભૂલો તો તમારો ગૃહસ્થાવાસ પણ આદર્શ બનશે. બાકી એટલું જરૂર યાદ રાખજો કે મનને જેમ ફાવે તેમ ભટકવા દેવાથી અને પશુતુલ્ય ભોગમાં લપટાવાથી આધ્યાત્મિક ઉન્નતિ કદી નહીં થાય. તમારા જીવનનું ખરૂં ધ્યેય અંતર્યામી પ્રભુમય આત્મ સાક્ષાત્કાર કરવાનો જ છે, તેથી સાચા રહસ્ય અને ધર્મના મર્મને જાણવા મનને વિચલીત સ્થિતિથી દૂર કરવા પરમાત્માને (પરમેષ્ટિ) સ્મરણ

રૂપે હૃદયપટમાં યાદ કરો. આત્મસાક્ષાત્કાર જરૂર થશે–ઉન્નતિ થશે જ.

## સાચા ગૃહસ્થાશ્રમી તો બનો

અને તે ઉન્નતિ સિદ્ધિ–મુક્તિમાંજ લઈ જશે. ગૃહસ્થદશામાં પણ મુકત દશા પ્રાપ્ત નથી થતી એમ નહીં, પણ તે દુર્લભ તો જરૂર છે. સાચા ત્યાગી બનતા પહેલા સાચા ગ્રહસ્થ બનો, તોય કલ્યાણ થશે. આજે તમે વધારે કહી ઓછું આપો, સારૂં બતાવી ખરાબ આપો, તે ગ્રહસ્થાઇને રાખવાના લક્ષણ નથી પણ ખોવાના લક્ષણ છે. તે છતાં તમારામાં આવી અનીતિએ ઘર ઘાલ્યું છે. વેપાર કરવો એ કાંઇ હીણપત નથી; પણ વેપાર કરવામાં વિવેક ભૂલવો તે પોતાનેજ ભૂલવા જેવું છે અને જે પોતાને ભૂલે તે પરમાત્માને તો યાદ જ શેનો કરે? એતો નક્કીજ છે કે ગૃહસ્થાઈનું તો આજે છડે ચોક લીલામ થાય છે. નીતિના વેપાર ચાલ્યા ગયા છે. આજ તો વેપાર એવા કે લાખોની ઉથલ પાથલ, આજે લક્ષાધિપતિ અને કાલે ભીખારી! આજના વેપારીને ઘડીની પણ ફુરસદ ન મલે. મુંબઇ જેવા શહેરમાં તો ટેલીફોનની ઘંટડી અને મોઢીયું પાસેજ હોય. ચોવીસે કલાક એલાવ, એલાવ, કર્યા જ કરે. કહો, આ તમારી ગૃહસ્થાઈ કે બીજી? વિચારી લેજો કે આમાં કયાંય ધર્મ માટે અવકાશ છે ખરો? પછી મન કબજામાં આવે કઈ રીતે? અનીતિની જ કમાણીમાં જીવન વ્યતીત થતું હોય ત્યાં આધ્યાત્મિક આનંદ કયાંથી આવે! સમ્યગ્દર્શન કયાંથી થાય? તે કાંઇ બજારૂ વસ્તુ નથી. મિથ્યાત્વના વમળમાં આજના વેપારીઓ તણાઇ પોતાનું બુરૂં કરી ગૃહસ્થાઇનો

લોપ કરી રહ્યા છે. અનીતિથી ભેગુ કરેલું ટકે નહીં અને ટકે તો શાંતિ આપે નહીં તે નકકી વાત છે. શ્રીમંતના ભોજનમાં પણ મીઠાશ ન જ હોય. ગરીબને ત્યાંથી ભોજન લાવતા અમને પણ આનંદ આવે.

એકવાર મહાત્મા કબીરજી ભોજન લેવા માટે નીકળ્યા હતા. ત્યારે એક શ્રીમંત પુરૂષે કહ્યું કે આપ આજ તો મ્હારે ત્યાં પધારો. કબીરજીએ કહ્યું. ભાઈ, હું ગરીબ માણુસોને ત્યાંથી લુખી સુકી રોટલી લાવી દીવસો કાઢું છું. શ્રીમંતે હઠ લીધી. કબીરજીએ કહ્યું: ભાઈ, તમારા રોટલા એટલે લોહીના રોટલા. અમારે તો અમૃત જોઇયે તેથી ગરીબના ઘરેથી અમને અમૃત જ મલે છે. શ્રીમંતે, કબીરજીની વાત સાંભળી વિચારીને કહ્યું કે આપ એમ કેમ કહો છો કે અમારા લોહીના રોટલા ! આપની નજર તો બધા ઉપર સરખી હોય; માટે આપ આજ તો મ્હારે ત્યાં આવીને રોટલામાંથી લોહી બતાવો. શ્રીમંત માણુસની વાત સાંભળી કબીરજી ત્યાં ગયા અને રોટલો લઈ બે હાથ વતી નીચોવ્યો. અંદરથી લોહી ટપકર્યું. જુઓ, તમારા રોટલામાં ગરીબોનું લોહી ભર્યું છે બાપુ ! માટે અમે કહીયે છીએ કે-અમને તો ગરીબોને ત્યાંથી રોટી લાવી રહેવા દો ! હવે ગરીબની રોટી કેવી છે તે ચાલો હું તમને બતાવું. આમ કહી તે શ્રીમંત માણુસને લઈ કબીરજી એક ગરીબના ઘરે ગયા. ત્યાં રોટલાને હાથમાં લઈ નીચોવ્યો. રોટલામાંથી દુધના ટીપા પડવા લાગ્યા. આ જોઇને શ્રીમંત તો દિગ્મુઢ જ બની ગયો અને તેણે પણ નકકી કર્યું કે પૈસાદારના રોટલા ગરીબોના લોહીથી ખરડાયલા જ હોય છે. મિત્રો ! આ વિચારનું મનન કરાય તો મનન કરજો.

દીકરાઓ અને ભાઇઓ તથા કુટુંબીઓને ભેગા કરી ગૃહસ્થાશ્રમ સુંદર બને તેવા સુવિચારો ફેલાવજો. અનીતિ કરી ગૃહસ્થાશ્રમ ( શ્રાવક જીવન )ને કાળો ન બનાવશો. દીકરાના માથે હાથ ફેરવતા પણ આજ કહેજો કે મનુષ્યની જીંદગી અનીતિ કરવા માટે નથી તે ખ્યાલ રાખજે. માનવ જન્મ ફરી ફરીને નહી મલે. લાખ્ખો ભેળા કરી કોઈ સાથે નથી લઇ ગયું. માટે મોટર ન આવે તો પગે ચાલજે. એમાં તારી અપકીર્તિ નહીં થાય. રોજ મિષ્ટાન્ન ન ખવાય તો કાંઇ નહીં, સારા કોટ અને કપડાં, ફેન્સી જોડા વિગેરે ન મલે તો ચલાવજે; પણ આ બધું અનીતિથી ન મેળવીશ. જીવન અને ગૃહસ્થાશ્રમને બદનામ ન કરીશ. આવી રીતે કુટુંબને અને ભાઇઓને ભેગા કરી કહેજો અને કુટુંબની કીર્તિ અમર બનાવી ગૃહસ્થાશ્રમને સુંદર બનાવો. ધન્ના અને શાળીભદ્રની ગૃહસ્થાઇ કેવી ? અને તે પછી તેમનો ત્યાગ અને તપસ્યા પણ કેવી ? જે ગૃહસ્થાઈને પણ ભૂલાવે તેવો ત્યાગ; અને જેવો ત્યાગ તેવીજ તપસ્યા. આ દૃષ્ટાંત હૈયે છતાં કેમ જીવન તરફ વેધક દૃષ્ટિ નાંખતા નથી ? ફરી ફરીને કહું છું કે તમે ત્યાગી ન બની શકો તો ત્યાગીના ભક્ત સાચા ગૃહસ્થાશ્રમી બનો. વ્હેલા કે મોડા સાચા ગૃહસ્થાશ્રમી બનશો તો જરૂર મુક્તિ મલશે. તમારા પૂર્વજોના નામ ઈતિહાસમાં ગવાય છે તેવી રીતે તમે પણ કાર્યવાહી કરો કે જેથી પૂર્વજોની જેમ ઈતિહાસમાં તમારૂં નામ લખાય. પણ જોજો, અમીચંદ દેશદ્રોહીની જેમ નામ ન લખાવશો; નહીં તો પછી તમે કલંકીત બની તમારા કુટુંબને પણ લજાવશો. આપણે તો સારાને પગલે ચાલવું છે છતાં તમે પારકાને છેતરી

લેવાની, પારકું મેળવવાની વૃત્તિ છોડતા નથી. તમારા જેવાને તો તમે છેતરો પણ પરમાત્માના ભક્ત હોય તેને પણ વખત આવે છેતરો છો. તમારા જ પૂર્વજોની વાત કરૂં કે જયારે તમે ચળાળામાં રહેતા હતા, ત્યાં દાના ભગત થયા છે. તે તો આજુબાજુમાં પ્રખ્યાત છે એટલે તેનો પરિચય ન કરાવતા તમારા વડીલ શ્રી ઉકાદોશીએ તે ભક્તને પણ કેવી રીતે છેતરવાની અને વધારે લેવાની વૃત્તિ રાખી હતી તે હું તમને કહું છું.

ઉકાદોશી ચળાળાના એક મોટા વેપારી. ઘી અને તેલની કોઠીઓજ ભરેલી. એકવાર ભગત આગળ આવી પોતાની દુકાનેથી માલ લેવાનું ઉકાદોશીએ કહ્યું. ભગતે હા પાડી. પણ ઉકાદો-શીને જતાં જતાં કહ્યું કે મહાજન, તમે નફો બહુ ન લેશો, આ તો અમારો મુંડીયાનો માલ! તે તો કાચો પારો, તે ન પચે. ઉકાદોશીએ પણ કબુલાત આપી. ભગત માલ ઉપાડવા લાગ્યો. બે મહીના બાદ હિસાબ કરવા ભગત અને ઉકાદોશી બેઠા; પણ હિસાબ કરતા પહેલા કહ્યું. ભગત, કોઈ સાક્ષી તો જોઇ-શેને! ભગત કહે-મહાજન, સાક્ષી કયાંથી લાવીએ ? ત્યાં એક ઉંદરડી નીકળી. ભગતે કહ્યું-ચાલો! આ ગણેશનું વાહન તે જ આપણું સાક્ષી. ઉકા દોશીએ દાંત કાઢ્યા. બન્ને હિસાબ કરવા બેઠા. હિસાબ થયો. ૬૫ કોરી ભગત આપો એટલે હિસાબ પતી જાય. ભગત સમજ્યો કે ૨૫ કોરી વધારી છે પણ મૌન રહી ૬૫ કોરી આપી. પછી કહ્યું. મહાજન ધર્માદાની કોરી ન પચે બાપ! ધ્યાન રાખજે. ઉકાદોશીએ કહ્યું, ભગત, આ શું બોલ્યા ? આંકડો ચુકાવીને ભગત તો ચાલ્યા ગયા. રાત પડી.

ઘીનો દીવો બળતો રાખી દુકાન બંધ કરી ઉકા દોશી ઘરે ગયા. રાત્રે પેલી ઉંદરડીએ આવી ઘીની વાટ લઇ કાપડની ગાંસડીઓમાં મુકી દીધી. ગાંસડીઓ સળગી અને જોત જોતામાં દુકાન સળગવા લાગી. દોશીને ખબર પડી પણ મનમાં જરા પણ દુઃખ ન થયું. બધાને કહ્યું કે ભાઈઓ! કોઇ ઓલવશો નહીં. ઉકા દોશી સીધા ભગત પાસે આવ્યા. તેને જોઇ ભગત બોલ્યા. ઉકા, તારે તો મોટી નુકશાની થઇ ને! ભગતની વાત સાંભળી ઉકાદોશીએ કહ્યું:–બાપ! એમાં નવાઇ નથી. તે તો સાક્ષીએ સાચી વાત પૂરાવી. મારાં પાપ બળ્યાં, એમાં હવે મને ખેદ નથી; પણ બાપ, મ્હારે દીકરો નથી. ભગતે આશીર્વાદ આપ્યો કે જા, તને ત્રણ દીકરા થશે. તેમાં બે સારા અને એક નબળો. જે અત્યારે બગસરા અને કુંડલામાં બે સારા અને ચળાળામાં રહેલ નબળા–એ તમારી જ કહેવત છે. હાટ સળગવાપણું પચ્ચીસ કોરી વધારે લીધી ત્યારે થયું ને? અનીતિનું ધન તો અબજોનો વૈભવ હોય તોપણ તાણી જાય. માટે નીતિપૂર્વક મેળવો અને ખોટી દોડાદોડી છોડી સત્યના મર્મને સમજી ગૃહસ્થ જીવનને દીપાવો. તમે તો જૈન રથના પૈડા છો. જૈન ધર્મરૂપી રથના ચાર પૈડામાં અડધો હીસ્સો તમારો છે. ચાર પૈડામાંથી એક પૈડું નબળું હોય તો રથની ખામી ગણાય છે. તમે જો ગૃહસ્થને છાજે તેવું જીવન નહિં ગાળો તો જૈન ધર્મનો રથ આગળ નહીં વધે તે નકકી છે. ફરજને અનુસરી સાધુ અને શ્રાવક બન્ને પોતપોતાની ફરજનું પાલન કર્યે જાય તો તમારી

તમામ ત્રુટીઓ નીકળી જાય. પૂર્વની આપણી જાહોજલાલી શું નથી લાવવી! અમે અને તમે બન્ને ભેગા બેસીને યોગ્ય વિચાર હવે કર્યા સિવાય નહિં ચાલે. કર્તવ્યની બ્યુગલ જ્યારે વાગે ત્યારે તમારા બંગલા, વાડી અને લાડીના મોહ દૂર કરવા જોઇએ. ગૃહસ્થો કુટુંબ પરિવાર ઉપર પ્રેમ રાખે પણ જ્યારે ધર્મ માટે પોકાર પડતો હોય ત્યારે તે કુટુંબનાં મોહમાં ગૃહસ્થ ફસાઈ ન પડે. પશ્ચિમના દેશોમાં જેવો અત્યારે દેશ પ્રેમ છે તેવો જ આર્ય ગણાતા આ દેશમાં ધર્મપ્રેમ હતો. આજે ધર્મનો પ્રેમ ભૂંસાતો જાય છે. તેના ઉપર આંધી ફરી વળી છે. તે હવે જમાનાને અનુસરી દૂર કરવી પડશે. જ્ઞાનીઓ કહે છે કે, તમે માણસના ભવમાં આવ્યા છો તો માણસાઈ કેળવીને મરો; પણ પશુતુલ્ય હેવાન બનીને ન મરો. હાય પૈસા! હાય બૈરી! એમ કરતા તો લાખો જન્મ ગયા પણ તેની કાંઈ કીંમત ખરી? સમાજ, રાષ્ટ્ર અને ધર્મ ત્રણેની ફરજ ગૃહસ્થોની ઉપર હોય છે. તેવા વખતે તમે કેવળ સ્વાર્થપૂર્તિ કરી, કુટુંબને જ સર્વસ્વ ગણી બેસી રહો અને બીજી ફરજ ઉપર છીણી મુકો તે ક્યાં સુધી ઠીક છે? ઉન્નતિ કરવી હોય તો જીવન કેવું કરવું જોઇએ તે નક્કી કરો.

તમારી બુદ્ધિ તેમાં કામ ન કરે તો અમને પૂછો પણ સાવ હરાયા ઢોરની જેમ રખડતા ન બની જાઓ; કારણ તમે અમારા છો તેથી હૃદયમાં ખટકે છે કે ભગવાન્ મહાવીરનું પવિત્ર નામોચ્ચારણ કરતા સમાજના હૃદયની આ ભયંકરતા! અને તેથી જ હૃદયમાં મને કંપારી છુટે છે–હૃદયમાં આગ સળગી છે. જેના વડીલોએ નામ કાઢ્યા, તેના વંશજો નામ

ભૂંસી રહ્યા છે. પૂર્વેના માણુસો એવા હતા કે દેશ, ધર્મ કે શાસનને ખાતર સર્વસ્વનો ભોગ આપી ધર્મ અને દેશની સેવા કરતા. આજે તમે અને તમારો દેશ દરેકમાં પછાત છે પણુ તે તમને ખટકતું નથી એજ આશ્ચર્યની વાત છે અને જ્યાં સુધી તે હૃદયમાં ખટકે નહીં ત્યાં સુધી કોઈ પણુ કર્તવ્ય સમજાય નહીં અને સુખી થવાય નહીં.

## સુખી થવાનો એક જ માર્ગ—કર્તવ્યનું રટન કરો.

હું દાંડી પીટીને કહું છું કે સુખી થવાનો માર્ગ જ કર્તવ્ય કરવામાં છે અને તે આપણા શરીર અને આત્માનાં જે જે કર્તવ્યો હોય તે બધા. તમે અત્યારે જેને કર્તવ્ય માની કાર્ય કરો છો તે કર્તવ્ય નથી. તે હું સમજાવવા માંગું છું. તમે તો મકાનોની ભવ્યતામાં, સારાં કપડાં પહેરવામાં અને સ્વાદિષ્ટ ભોજનમાં કર્તવ્ય માન્યું હશે પણુ તેમાં ભીંત ભૂલો છો. નાની ઝુંપડીમાં રહેનાર અને લુખ્ખાં ભોજન કરી સાદાં વસ્ત્ર પહેરનાર જ જગતમાં મહાન થયા છે. આર્ય ઋષિઓએ અગાઉ જંગલની પર્ણકુટીમાં રહી વનફળ ખાઈને જ જગતની સેવા કરી છે. તમારી મહત્તા દેખાડવા તમે પૈસાનો દુરૂપયોગ કરી મહેલાતો ઉભી ન કરો. તમારૂં સ્થાન પવિત્ર જરૂર હોય અને તેમાં આવનાર ધર્મ લઈને જ જાય તેવું આદર્શ ઘર બનાવો—એવી યોજના કરો. અને તેમાં રહી કર્તવ્યની જ વિચારમાળા ગૂંથો. સગાસંબંધી, ભાઈ કે મિત્રો જેને મલો તેને પૂછો કે ભાઈ, મારે શું કર્તવ્ય કરવું જોઈએ? કર્તવ્યથી પતિત થતો હોઉં તો મને યાદ દેવરાવજો. તો તમને તેઓ જરૂર કર્તવ્ય કહેશે જ; પણુ હું જે કર્તવ્ય કહેવા માંગું

છું તે તો સાવ જુદું જ છે. જે સ્થિતિમાં માણુસ રહે છે તે સ્થિતિ માટેનાં કાર્ય તેને કર્તવ્ય લાગે તે સાવ સીધી અને સાદી વાત છે. જ્ઞાનીઓ તો એવું કર્તવ્ય સમજાવે છે કે જેમાં એકાંતે જનસમાજનું ભલું જ હોય. તમારાં કર્તવ્યોથી તમે તો વિટંબનામાં પડ્યા છો પણ જ્ઞાનીએ બતાવેલાં કર્તવ્ય હજી સુધી કરી શકયા નથી. હું એટલું જ કહું છું કે તમારાં માનેલાં કર્તવ્યોને ઘડીભર બાજુએ રાખી જ્ઞાનીના બતાવેલાં કર્તવ્યને યાદ કરી તેનું પાલન કરો. પછી તમારી કલ્પેલી અજ્ઞાન દશાનું ભાન થયા વગર નહીં રહે. પછી તો તમને જ તમારી પરિસ્થિતિ ઉપર પસ્તાવો થશે કે જીંદગી પાણીના પ્રવાહની જેમ ગુમાવી પણ કર્તવ્યને જીવનમાં સ્થાન ન આપ્યું! કુટુંબમાં જ્યારે કોઈ મરી જાય ત્યારે કરજ કરીને પણ દા'ડા કરવાની તમે ફરજ માની બેઠા છો, પુત્ર કે પુત્રીના જ્યારે લગ્ન આવે ત્યારે મકાન ગીરો મૂકી તે પ્રસંગને દીપાવવામાં તમે તમારૂં કર્તવ્ય સમજો છો, આબરૂ અને નામના ખાતર દગાપ્રપંચ અને લાંચથી નિર્ધનતાના અપમાનથી બચવાનું તમે કર્તવ્ય સમજ્યા છો, ધન, આબરૂ, કીર્તિ અને યશભૂખ્યા તમે તે લાલસાની લાતો ખાતા ખાતા દરરોજ ગબડો છો; છતાં તેને નામ આપો છો ફરજનું! આ મૂર્ખતા નથી શું! આવી ફરજને (કર્તવ્યને) ભક્તો અને જ્ઞાનીઓ ફાંસો કહે છે. આ બધી અજ્ઞાન સૃષ્ટિની ફરજ છે અને તેમાં ફસાઇ બંધાય છે. જ્યારે દુનીયાદારીની ફરજ માથે હોય છે ત્યારે જ એમ કહેવાની તૈયારી આવે કે કામ ઘણું છે, ધર્મક્રિયાનો અવકાશ નથી મલતો, અમે એકલા અને ફરજ વધારે! પણ ભાઈ, તે ફરજ તો બંધનરૂપ છે, માટે કંઈક વિચારી પગલાં ભરો. ફરી

ફરીને મનુષ્યનું શરીર નહીં મલે. માટે તમે સાચા કર્તવ્યને સમજતા થાઓ. નાહકની ખોટી ચાબુક ખાવાની ટેવ કાઢી નાંખો. પૂર્વના પુણ્યે તમે કરોડાધિપતિ થઈ જાઓ તેથી કર્તવ્ય પૂરૂં નહીં થાય. લાખ્ખો રૂપીયાનું દાન કરવાથી તમારૂં કર્તવ્ય અટકી નહીં જાય; કારણ કર્તવ્ય તો અંતઃકરણની મલીનતા કરનારી જે વૃત્તિ છે તેને ઉખેડી નાંખવામાં છે. તમે ગમે તેટલા પૈસાદાર કહેવાઓ કે મોટી પદવીઓ મેળવો; પણ જ્યાંસુધી તમે મન અને ઇંદ્રિયોની વાસના ભૂંસી નાંખવા પ્રયત્ન નહીં કરો ત્યાંસુધી તમે યોગ્ય કર્તવ્ય નહીં કરી શકો. ઇંદ્રિયોનાં–મનની ઇચ્છાઓનાં ગંધાતાં અને મેલાં કપડાં તમારાં અંગ ઉપરથી નહીં ઉતારો ત્યાંસુધી તમે શ્રીમંત હોવા છતાં દાસ, અધમ અને માંગણની કોટીમાં છો. ત્યાંસુધી તમે કંગાળ છો.

આગમ રચનારા ભગવાન અને આગમ લખનારા આચાર્ય–તે બધાએ મહાપુરૂષોએ મનુષ્યનો જન્મ લઈ તમામ ઐહિક વાસનાઓને ભૂંસી નાંખી મૂળ સ્વરૂપ સમજવામાં જ કર્તવ્ય માન્યું હતું. તે કર્તવ્યનેજ તમે સકળ શાસ્ત્રનું અમૃત ગણો. દુનીયામાં તેજ સાચું અને સુખદ કર્તવ્ય છે. એજ છેવટનું કર્તવ્ય જ્ઞાનીઓએ કહ્યું છે. પાલક પુત્ર બાપને પગલે ચાલે તેમ તમે મહાવીરના પુત્રો તેમના પગલે ચાલવા આ કર્તવ્યને જીવનમાં જડી દેજો. મુક્તિ આપોઆપ મલશે અને પરમ સુખ પ્રાપ્ત થશે. તે સુખ એવું હશે કે જે ફરી દુઃખનો શબ્દ નહીં મલે. જ્ઞાનીઓએ જે જે સુખના માર્ગ બતાવ્યા છે તે પર પૂર્ણ વિચાર કરજો કે, વાસ્તવિક સુખ

ઈન્દ્રિયજન્ય છે કે તેથી પર છે? તમે આજે ઇન્દ્રિય-જન્ય સુખોમાં જ મસ્ત થયા છો. તેથી બહાર નીકળવાની બુદ્ધિ જ આવતી નથી ઇન્દ્રિયોના ગુલામ બનેલામાં પછી બાકી શું હોય? હૈયામાં રાગદ્વેષની હોળી સળગતી હોય ત્યાં ધર્મોપદેશની અસર કયા હૈયામાં થાય? તમે અહીં વ્યાખ્યાન સાંભળવા આવો છો તે પણ કઇ બુદ્ધિએ આવો છો? વ્યા-ખ્યાનમાં આવતી કથાઓમાં આનંદ આવે છે તેથી કે બીજું કાંઈ? ત્યારે આત્મ કર્તવ્યની બુદ્ધિ તો નહી ને? અહીંયા સાંભળવામાં રસ છે એટલે આવો છો; પણ ધર્મબુદ્ધિએ નથી આવતા, તો પછી ચાર મહિના પછી તમે એવા ને એવા જ રહેશો કે જીવન ફરી જશે તે વિચારો. તમને ધર્મોપદેશની તાત્કાલિક અસર થતી નથી એનું કારણ છે અને તે એક દૃષ્ટાંત દ્વારા તમને સંભળાવું.

એક ભમરો અને એક કીડો એમ બે મિત્રો હતા. બંનેને ગાઢ મિત્રતા હતી. દરરોજ બન્ને જણાં ભેગા મલ્યાં ન હોય તો ચેન ન પડે. એકવાર ભ્રમર મનમાં વિચાર કરે છે કે જ્યારે આ કીડો મારો મિત્ર છે ત્યારે તે દુ:ખમાં છે, તો મારે તેને દુ:ખમાંથી બહાર કાઢવો જોઇએ. મારા સ્થાનમાં તેને લાવી તેના સ્થાનમાં જે દુ:ખ છે તેમાંથી બહાર કાઢવો જોઇએ. કીડાનું સ્થાન હતું વિષ્ટા. તે વિષ્ટામાં જ જન્મેલો અને તેમાંજ તે સ્વર્ગનો આનંદ માનતો. ભ્રમરે વિચાર કર્યો કે જો તે મારો મિત્ર એકવાર મારા ફુલના આવાસમાં આવે અને ફુલની સુગંધ લે તો તેને પોતાનાં સ્થાનનો જે મોહ છે તે દૂર થાય. આવી રીતે વિચાર કરી તે ભ્રમર કીડા આગળ આવી કહે છે. ભાઈ! આવતી

કાલે તો તારે મારે ત્યાં ભોજન લેવા આવવાનું છે. ભ્રમરની વાત સાંભળી કીડાને મનમાં થયું કે, આને ત્યાં ભોજન લેવા જતાં એક દિવસનું મારૂં સુખ ઓછું થશે. પણ ભ્રમરને ના તો કયાંથી પડાય ? કીડો મુંઝાયો. કંઈક યુક્તિ કરૂં એમ વિચારી બીજીવાર જ્યારે ભ્રમર આવ્યો ત્યારે કીડાએ કહ્યું: ભાઇ, તમે પહેલા મારા આવાસમાં આવો; પછી હું તમારે ત્યાં આવીશ. કીડાના હૃદયમાં હતું કે એકવાર મારે ત્યાં જો આવી મારા રહેઠાણુમાં ભોજન કરે તો તે કહેશે કે હવે મારે મારા ઘેર જવું જ નથી.

મિત્રો ! જગતના પ્રત્યેક પ્રાણીની આવી જ સ્થિતિ અને આવો જ સ્વભાવ હોય છે. કુતરાને અને ભૂંડને પણ પોતાની સ્થિતિમાં જ સુખ દેખાય છે તેવી રીતે તમે પણ માનવ બન્યા છતાં માનવીના વાસ્તવિક સુખને હજી સમજી શકયા નથી. તે સુખ જ્ઞાનીઓના આવાસમાં જરૂર મલશે. હવે કીડા અને ભ્રમરને પરસ્પર રકઝક શરૂ થઇ. ભ્રમર કંઇક વિકાસ પામેલો હતો તેથી કીડાના સુખને પોતે જાણનારો હતો. અંતે કીડાએ ભ્રમરને ત્યાં જવાનું કબુલ્યું. અને નિયત થયેલા દિવસે કીડાને જરા દુઃખ તો થયું. તેણે વિચાર કર્યો કે– અહિંના મારા સુખમાંથી મને મારો મિત્ર દુઃખમાં જ લઇ જાય છે તેથી મને ત્યાં ગયા પછી પણ મારા સ્થાનની સુવાસ આવ્યા કરે તેવું કાંઇક કરવું જોઇએ. એમ ધારી તેણે વિષ્ટાની બે ગોળીઓ તૈયાર કરી અને પોતાના નાકમાં ચડાવી દીધી પછી તે ભ્રમરના સ્થાનમાં ગયો. ભ્રમરે તેના માટે ફુલનો ઢગલો કર્યો હતો કે જે નવાં નવાં ફુલોની રોજ સુવાસ

લેતો હતો. તે ફુલના ઢગલા ઉપર કીડાને બેસાડયો. ભ્રમર સમજતો હતો કે ફુલની સુવાસમાં વિષ્ટાની સુવાસ ભૂલાઈ જવાશે. થોડીવાર પછી કીડાને પૂછયું કે કેમ, ભાઇ! અહીંયા કેવું સુખ છે! કીડાએ કહ્યું કે ભાઇ, મને તો મારાં સ્થાન જેવું સુખ નથી દેખાતું. કીડાએ આવી વાત કરી તેથી ભ્રમર હોંશીયાર હતો તેણે કીડાનું આખું અંગ તપાસવા માંડયું. તપાસતા તપાસતા નાકમાં બે ગોળીઓ ભરાઈ હતી તે કાઢી નાંખી. આથી કીડાને ફુલની સુવાસ આવવા લાગી અને થોડી-વારમાં તો તે મસ્ત બની ગયો. પોતાનાં સ્થાનની દુર્ગંધ તેને સમજાણી અને ભ્રમરના સ્થાનમાં જ પછી કાયમ રહ્યો.

મિત્રો! આ પરથી એટલું સમજવાનું છે કે—જ્યાં સુધી ભ્રમરના સ્થાનમાં કીડો નહોતો આવ્યો અને આવ્યા પછી જ્યારે તેની અંદર રહેલી બે ગોળીઓ કાઢી નાંખવામાં આવી ત્યારે જ તે ભ્રમરના ફુલમાં રહેલ સુખનો અનુભવ કરી શકયો. આથી તમે પણ સમજી લો કે અહીં દરરોજ આવતા છતાં આ પવિત્ર સ્થાનમાં રહેલી શાંતિ તમને કેમ અસર કરતી નથી? કારણ એ જ છે કે તમે રાગદ્વેષની ગોળીઓ હૈયામાં રાખીને જ અહીં શાંતિ માટે આવો છો, પણ કીડાની જેમ તે ગોળીઓ કાઢયા સિવાય શાંતિ નહીં જ મલે.

આજે તમે દિશા ભૂલ્યા છો, તેથી જીવનમાં અનિયમિતતા આવી ગઈ છે. નાશવંત પદાર્થો માટે તમે કોટી કોટી ઉપાયો કરો છો પરન્તુ સાચી શાંતિનો ઉપાય

થતો નથી. તે તરફ પગલાં પણ જતા નથી. જ્ઞાનીઓએ ઘણાય રસ્તા કહ્યા છે અને જીવન ઉપર જીત મેળવી આત્મતત્ત્વને તેનાં સ્વરૂપમાં લાવવાના પ્રયત્નોની પરંપરાજ શાસ્ત્રોમાં કહી છે; છતાં હૈયાફુટા અને આંધળાને માર્ગ ન દેખાય તે સાદી અને સીધી વાત છે. બાકી જ્ઞાનીઓએ તો આત્માઓ યોગ્ય માર્ગ સમજે તે ખાતર જીવન જ સમર્પી દીધા હતા. તમે આજે તે જ્ઞાનીઓની આજ્ઞાઓ બેદરકાર બની ગુમાવો છો, જીવનની ખાના ખરાબી કરો છો અને પછી તે તરફ તમારા કુટુંબને પણ તમે લઈ જાઓ છો. આ સ્થિતિમાં સાચાં કર્તવ્યનાં દર્શન કયાંથી થાય ? તમને એક જ કર્તવ્ય દૃષ્ટિમાં આવે છે અને તે ધન ભેગું કરી વાસના સંતોષી જીવનને પૂર્ણ કરવું. આ પશુતા છે કે માનવતા તેનો વિચાર કર્યો છે ?

## આજે ભોગ જીવનમાં જ દુનીયા પાયમાલ થાય છે.

કર્તવ્યથી પતિત બનેલા તમે, સ્ત્રીને કહો છો કે હું તને ચાહું છું અને સ્ત્રી તમને કહે છે કે, હું તમને ચાહું છું. શું આ પણ તમારો ઢોંગ નથી ? તમે સુતા હો અને ઘરમાં જ્યારે આગ લાગે ત્યારે જેનાં ઉપર તમે જીવન ફના કરો છો તેવી સ્ત્રીને તમે બચાવવા રહો છો કે પહેલાં તમે જ બહાર નીકળો છો ? પતિ જ્યારે બહારગામ હોય ત્યારે, ગુલામીને નામે તેનો વિષયાંધ પતિ પોતાની વિરહી પત્નીને લખે છે કે તારા વગર મને ગમતું નથી, તું મ્હારી છે અને હું ત્હારો છું, જીવનમાં આપણે સાથે રહી આનંદ કરીશું વગેરે. આ ચેપ તો સંસ્કારી ગણાતાં ગૃહસ્થોમાં ચાલ્યો છે તેથી આ વાતો તો તમને ચેતવવા

રૂપે કહું છું કે ચામડીના મોહમાં સાવ અંધ ન બની જશો. સ્ત્રી પણ પ્રેમ ભર્યા પત્ર વાંચી મલકાય. હવે આવી પરિસ્થિતિ જ્યાં હોય ત્યાં હિતકર વાત કરવાનો અવકાશજ ક્યાંથી હોય? લયલા અને મજનુની પ્રેમઘેલી વાતો કરે અને જ્યારે સ્ત્રી મરી જાય ત્યારે–હજી તો સ્ત્રીનું મડદું બળતું હોય ત્યાં જ બીજે બોલ બોલાતા હોય અને સ્મશાનમાં જ બોલ બોલાય ત્યારે તે ઘર પ્રતિષ્ઠિત ગણાય! આ તમારાં જીવનની એક એક વાતો કહેતા પણ શરમ આવે એવી છે. છતાં મને કહેવાની ટેવ પડી છે. આ મ્હારો વેષ અને ગાદી સ્વતંત્ર છે. સાચું કહેતા જો અમે દીક્ષિતો અચકાઈએ– તમારી ખામી અને ભૂલો ઉપર થાપડ થૈયા કરીયે, તો અમે અમારા વેષને લજવીયે. તેથી જ કહું છું કે જેના માટે તમે જીવન ફના કરવા તૈયાર થાવ, તે મરી ગયા પછી બીજી લાવો છો. તમે તો બહારગામ હો, અને વેવીશાળને જરા વાર લાગી હોય તો ચારે તરફ લખી નાંખો કે મ્હારે માટે કોથળો ઓતો. એક કોથળો તો ગયો. હવે બીજો! આ ભાવના તમારા જીવનમાં છે કે બીજી કાંઈ? હોય તો મને બતાવજો. તો હું મ્હારી વાતો પાછી ખેંચી લઉં.

આ બધો તમારો પ્રેમ ગણો કે સંબંધ ગણો– માત્ર વિકારનો જ છે. તેથી જ તમે સ્ત્રીની ગેરહાજરીમાં બીજી કરવા વિચાર કરો છો.

**સ્વાર્થ સાધવો અને વિકારોનું પોષણ કરવું તે તો નરી પશુતા છે.** લગ્ન કરવામાં સુખ હોત તો તો

આજે દુનીયા આખી સુખી હોત. આજે કોઇ પણ વ્યક્તિને પૂછવામાં આવે કે તમે સુખી છો? જવાબ નકારમાં જ આવે છે. હજારો અને લાખખો કુટુંબોમાં લગ્નજીવનમાં આવ્યા પછી જ આગ સળગે છે પણ તેનીયે પરવા રાખ્યા વગર આજે તો પશુવૃત્તિનાં જ સુખમાં દુનીયા મસ્ત બની છે. **પુરૂષો ભોગના ભૂત બન્યા છે અને સ્રીયો કામની પુતળી બની છે.**

આજે તમારામાં મોટામાં મોટી ખામી ચારિત્રની છે. કપડાં ઉપરના ડાઘ તો તમને ખટકે છે અને તે તો તમે ધોવરાવી ડાઘ દૂર કરો છો. તેમાં પણ જો ડાઘ રહી જાય તો તે કપડાંને ફરીવાર ધોવરાવો છો પણ તે ડાઘવાળું કપડું પહેરી તમે કોઇકને ઘરે જવામાં પ્રતિષ્ઠાની હાનિ સમજો છો. પણ આ આત્મિક ડાઘને તમે એમને એમ રહેવા દો છો. ચારિત્ર ઉપર ડાઘ લાગે છે તેની તો તમને પરવા જ નથી. હજારોની જ્યારે ખોટ આવે છે ત્યારે તો આખી દુનીયા રૂવે છે; પણ દુનીયાનું રાજ્ય આપતા પણ જે સંયમ અને બ્રહ્મચર્ય ન મલે, તેને ખોતાં તમે કદી રોયા છો? ચારિત્રની ખામી આવતાં રૂદન અને અશ્રુપાત કરનારા સાચા આત્માર્થી કોઈક જ હશે, અને તેને માટે રૂદન કરનારા તો પ્રાણને ભોગે પણ સંયમને ન ગુમાવે. એક સત્ય હકીકત તમને કહું છું કે આર્યઋષિ-મુનિઓ અને સન્યાસીઓમાં બ્રહ્મચર્યની કેવી ધૂન હતી.

હિમાલયના પર્વત નીચે તળેટીમાં એક યુવાન સન્યાસી

રહેતો હતો. સન્યાસીને જોતા જ એની ઉમ્મર લોકો જાણી જતા કે ભાગ્યે જ આની ઉમ્મર ૨૦–૨૨ થી અધિક હશે. ચારિત્રની સુવાસ અને તેજ મોઢા ઉપર દેખાય અને જોનાર પ્રત્યેક માણસ કબુલ કરી લ્યે કે આમાં ચારિત્ર છે. સન્યાસીની દિનચર્યા એક વખત ભોજન કરી પ્રભુ પ્રાર્થના સિવાય કંઈજ ન્હોતી. લુખ્ખો આહાર ગામમાંથી માંગી લાવે અને તે આહારને પાણીથી ધોઈ નાંખે. પછી પોતે ખાય. આવો તો જીભ ઉપર કાબુ. શુદ્ધ બ્રહ્મચર્ય મિષ્ટાન્નો ખાવાથી ન પળી શકે. કદાચ કોઈ કહે, તો પણ હું તો કહું છું કે તે ખોટું છે. રહનેમી જેવા મહર્ષિ પણ રાજેમતીના નગ્ન દેહને જોઈ ચળી ગયા. જેનો નિવાસ તો ગીરનારની ગુફામાં જ હતો. વિલાસી જગતની વચ્ચે રહી માદક પદાર્થોનું સેવન કરનારામાં શુદ્ધ સંયમની સૌરભ અસંભવિત અને આકાશકુસુમવત્ છે; તેથી જ આપણી કથાનો નાયક સન્યાસી રોજ લુખ્ખો જ આહાર લાવે. એક મધ્યાહ્નના બાર વાગ્યે તે ગામમાં ભિક્ષા માટે ગયો. એક નગરશેઠના ઘરે આવી પોકાર કર્યો:–માતાજી! ભિક્ષા આપશો ?

એક યૌવનવંતી કુમારિકાએ સન્યાસીનો મધુરો અવાજ સાંભળ્યો. તે બહાર આવી. ઘરમાં બધાંયે જમી લીધું હતું તેથી વધેલું હતું તે કુમારિકા લઈ આવી અને પ્રેમથી સ્મિત કરતી તે કુમારિકાએ સન્યાસીને ભિક્ષા આપી. તે લઇ સન્યાસી ચાલતો થયો.

કુમારિકા બારણા વચ્ચે ઉભી રહી તેની તારીફ કરે છે—

" અહાહા : શુ એનું રૂપ !

એ, એની યૌવન વયમાં દેહને કેમ સુકવી નાંખતો હશે !

યુવાનીમાં વળી વૈરાગ્ય કેમ શોભે ! અને તે પણ આવા રૂપવાનને ! શું તે ગરીબાવસ્થામાં હશે ? શું તેને કોઈ પરણાવનાર નહીં હોય ? તેથીજ તેણે ભગવાં વસ્ત્રો પહેરી લીધા હશે ? તે કાલે આવશે એટલે હું તેને કહીશ કે,—આ યુવાનીમાં—આ ભગવાં વસ્ત્રોથી શોભતાં એવાં નિરોગી શરીરે ભીખ માંગી ખાવું તે તો લજ્જાસ્પદ છે. માટે ઉતારી નાંખો ભગવાં. " જ્યાં સુધી ભિક્ષા લઇ જતો સન્યાસી નજરમાં દેખાતો હતો ત્યાં સુધી રૂપમાં ઘેલી બનેલી તે કુમારિકા બારણા વચ્ચે જ ઉભી રહી.

બીજો દિવસ થયો. પ્રભુ–પ્રાર્થનામાં જરા વધારે વાર થઈ તેથી તે આજે જરા મોડો ભિક્ષા લેવા ગામમાં ગયો. કુમારિકાએ વિચાર્યું કે રોજને રોજ લુખ્ખા રોટલા જ એને મલતા હશે. એને સારી રસોઇ કોણ આપે ! એ વિચારથી, પણ સાથે અંતરમાં રહેલી વાસનાથી અને સન્યાસીના રૂપથી મોહાન્ધ બનેલી તે બાળાએ સન્યાસી માટે સારામાં સારૂં ભોજન તૈયાર કર્યું. સન્યાસી જરા મોડો પણ તેજ રસ્તેથી અને તેજ ઘરે નિર્દોષ ભાવે ભિક્ષા લેવા આવ્યો અને બોલ્યો:—માતાજી, ભિક્ષા આપશો ? બારણાં વચ્ચે જ સન્યાસીની રાહ જોઇને ઉભેલી કુમારિકાએ કહ્યું: આજે કેમ

મોડું થયું? તમારે માટે આજે રસોઈ કરી તમારી જ રાહ જોતી હું અહિં કેટલીયે વારથી ઉભી છું!

સન્યાસીએ કહ્યું: માતાજી! મ્હારા માટે રસોઇ તૈયાર કરવાનું અને મ્હારી રાહ જોવાનું કાંઈ કારણ ન્હોતું. સંતાન માટે આવું દુ:ખ વેઠવાનું જનનીને ન હોય. કુમારીએ કહ્યું—તમારી રાહ જોઈ મ્હારી આંખો પણ દુ:ખવા આવી. તમે શું જાદુ કર્યાં છે! તમારી આંખોમાં તો અજબતા છે. તમારી આંખોએ જ મને મોહ પમાડયો છે. ભિક્ષા લેવા આવનાર સન્યાસી સમજી ગયો કે માતા માતાપણું ભૂલી છે; પણ નિમિત્ત મ્હારી આંખોનું છે. કર્તવ્યભ્રષ્ટ બનેલી માતાને કર્તવ્યમાં જ સ્થિર કરવી તે જ પુત્રનું કામ છે. કુમારિકાએ ચાંદીના થાળમાં રસોઈ રાખી મૂકી હતી તે સન્યાસીને આપી. સન્યાસી તે લઈ આગળ ચાલ્યો. જરા દૂર ગયો ત્યાં તો "તમારી આંખોએ મને મોહ પમાડયો છે" એ વાકયનો સન્યાસીના મગજમાં ગુંજારવ થઈ રહ્યો. તેનો દેહ સ્થિર બની ગયો. શરીરમાં નવું બળ પ્રગટયું અને સારી રસોઇ જે આવી હતી તે ફેંકી દીધી. વિકારીના હાથની રસોઈ પણ વિકારને ઉત્પન્ન કરશે એમ સ્વત: બોલી સન્યાસી આગળ ચાલ્યો. ૭૦ વરસની એક ડોશી બારણા આગળ બેઠી હતી ત્યાં આવી કહ્યું. માજી! ભિક્ષા મલશે? ડોશીએ અંદર જઈ સુક્કા રોટલાનો નાનો કટકો હતો તે લઇ સન્યાસીને આપ્યો. સુક્કા રોટલામાં આનંદ અનુભવતો તે સન્યાસી પોતાના સ્થાનમાં જઇ તે રોટલાના કટકાને પાણીમાં બોળી ખાવા લાગ્યો.

તે પછી સન્યાસીએ ખાઈ પરવારી સ્વસ્થ થઇ વિચાર કર્યો કે મારી માતાને આંખો ઉપર મોહ છે. મ્હારી આંખો મારી માતાને જ ભાન ભૂલાવે તો તે મ્હારી આંખો મ્હારી માને ચરણે મારે ધરી દેવી જોઈએ. મ્હારી આંખો જો માને કર્તવ્ય ભૂલાવતી હોય તો આંખોની કીંમત કેટલી ? એમ વિચારી બે લોઢાના સળીયા ગોતી તેણે અગ્નિમાં ધગ ધગાવ્યા. જ્યારે તે પૂર્ણ અગ્નિથી તપી ગયા ત્યારે હિંમત લાવી બન્ને સળીયા એકી સાથે તે સન્યાસીએ પોતાની આંખોમાં ભોંકી દીધા અને આંખના ડોળા કાઢી નાંખ્યા. એક પીપળાના પાન ઉપર બન્ને આંખના ડોળા લઇ તે સન્યાસી ગામ તરફ રવાના થયો.

મિત્રો ! તે સન્યાસીની દ્રવ્ય આંખો તો ગઈ; પણ તેને ભાવચક્ષુ પ્રગટ થઈ હતી. તે ગામમાં જ્યાં શેઠનું ઘર હતું ત્યાં આવ્યો અને કુમારિકા ઉભી હતી તેની આગળ આંખોના ડોળા રજુ કર્યા અને કહ્યું— લો, માતાજી ! આ આંખો, કે જેના ઉપર તમારો મોહ છે. બીજાં અંગો ! ઉપર તમારો મોહ હોય તો તે પણ કાપી આપું. બોલો, પણ એટલું માગું છું કે મને મ્હારા કર્તવ્યથી ચલાયમાન ન કરશો. આંખોના ડોળા કાઢી નાંખ્યા પછી સન્યાસીનું બેડોળ મોઢું જોઈ કુમારિકા પણ સ્તબ્ધ બની ગઈ. ગોખલા જેવી એની બે આંખોના દેખાવથી કુમારિકા વિચારવા લાગી:—

આ મ્હારા મોહનું પરીણામ ? આ તપસ્વીની આંખો કઢાવી આંખે અંધાપો લાવનાર મ્હારી વિકારી મનોદશા ! હાથ જોડી

સન્યાસીને તે બાળાએ કહ્યું:–ધન્ય ! પ્રભુ ! ધન્ય ! આપની ઓળખાણ મને ન હોવાથી જ મેં આપની આગળ મોહ અને વિકારથી ખદબદેલી વાતો કરી. આપનાં વ્રત આટલાં બધાં આકરાં હશે તેની મને ખબર ન્હોતી. હવેથી હું પણ આપનાં લીધેલાં વ્રત લઇશ અને જીવનયાત્રા પૂર્ણ કરીશ. મ્હારી નીચ વૃત્તિએ તો સંયમ અને રૂપ બન્નેથી દીપી ઉઠેલી એવી આપની તેજસ્વી કાયામાં અંગારો મેલી રૂપને બગાડ્યું. એમ બોલી તે કુમારિકા સન્યાસી સાથે ચાલી નીકળી.

તેણીએ સોળ વર્ષની વયથી જ સંયમના આકરાં વ્રત આદરી લીધાં અને જીવનને દિવ્યતાનાં પાન કરાવ્યાં. મિત્રો ! જો સન્યાસી કુમારિકાના વચનથી ફસ્યો હોત તો બન્ને પતિત બની પટકાઈ જાત. જ્યારે સન્યાસી પોતાના સંયમમાં અડગ રહ્યો ત્યારે કુમારિકા પણ સંયમ સાધવા તત્પર થઇ. આંખે આંધળો થઇને પણ પોતાના સંયમને તેણે સાચવ્યો. સંયમની કીંમત જ્યારે હૈયામાં આવી જાય છે ત્યારે તે ખાતર દેહની કે દેહના અંગની કશી જ પરવા રહેતી નથી. કામથી અંધ બનેલો માનવ આ ભવ અને પરભવ બન્ને બગાડે છે. આંખનો અંધાપો તે એક મહાન ખોટ છે પણ તે બીજાને બગાડતો નથી. કામનો અધાપો તો સ્વપરની શક્તિનો નાશ કરે છે; છતાં પણ તમે કામરાગને આધીન બની વિનાશકારક પ્રવૃત્તિ કરી રહ્યા છો. જ્ઞાનીઓ તો આંખો હોવા છતાં વિષયાધીનને આંધળો કહે છે અને બુદ્ધિમાન હોવા છતાં મૂર્ખ કહે છે. કારણ બુદ્ધિમાનોની બુદ્ધિ જ વિષયાધીનતાને લીધે બુઠ્ઠી થઈ ગયેલી હોય છે.

કામાસક્ત દશા તે તો બહુ જ ભયંકર છે. સ્ત્રી પુરૂષને બાંધી રાખનાર એ કામાસક્તિ જ છે. સંસાર-સમુદ્રમાં માનવની સ્ટીમર પુરપાટ ચાલી જાય છે. મધ્ય દરીયામાં સ્ત્રી રૂપ મોટો પર્વત આવે છે તેની સાથે માનવની સ્ટીમર અથડાઈ ભૂક્કો થાય છે. મિત્રો ! ખરા સુખની કલ્પના કરતા જ તમે ભૂલ્યા છો અને તેથી દુનીયાના કલ્પિત અને મિથ્યા સુખનો અનુભવ કરતા અનાદિ કાળની એજ સ્થિતિમાં ખેંચાતા વાર લાગતી નથી. આજે નાનાથી મોટા સૌ કોઇ વાસ-નામાંજ ડુબેલા દેખાય છે. કામી પુરૂષો અને સ્ત્રીયો જ્યારે જોવામાં આવે છે ત્યારે તેઓનાં ઉપર દયા આવે તેવી તેમની સ્થિતિ હોય છે મિત્રો ! એક રતીભારના સુખ ખાતર એક મણના બળને ન ગુમાવશો. જેમ બને તેમ સંયમથી દેહને જડી દ્યો. આજે માણુસ ઘરડો થાય ત્યારે બુદ્ધિ બહેર મારી જાય છે–કુંઠિત બની જાય છે તે કહેવત છે તે શાથી ! ઘડપણુમાં તો બુદ્ધિ તેજ થવી જોઇએ; પણ જીવ-નમાં સત્યાનાશી કરતા બચપણુથી જ શીખી ગયા હોય ત્યાં ઘડપણુમાં બુદ્ધિ બુઠ્ઠી ન થાય તો શું થાય !

કેટલીક માતાઓ અને બ્હેનો જીવ–વિચાર વગેરે ભણુવા અને સમજવા આવે છે ત્યારે મને કહે છે કે અમે આખા દિવસમાં એક શ્લોક માંડ માંડ ગોખી શકીયે છીએ, તો અમને વિદ્યા કેમ ચડતી નથી ? ત્યારે હું કહું છું કે આ બધા તમારા અબ્રહ્મચર્યનાં પાપ છે. માણુસો જ્યાં સુધી દૈવી પ્રકૃતિમાં ન આવે ત્યાં સુધી

દુઃખ હોવા છતાં સુખની માન્યતાએ વાસનાનું સેવન કરે છે પણ તેમાં સાવ ઢોર ન બનવું જોઈએ. જ્ઞાનીઓનું આ જ કથન છે તે એકાંતમાં બેસી વિચારજો.

કુતરો પત્થરને મોઢામાં લઈ કરડવા લાગે અને તે પત્થરના વાગવાથી લોહી નીકળે તેનો સ્વાદ લ્યે અને ખુશ થાય; પણ તે પોતાનું જ લોહી ચુસી રહ્યો છે એ પત્થર પ્રત્યેની આસક્તિને લીધે નથી જાણી શકતો; તેવી જ તમારી સ્થિતિ છે. દેહના ચુંથણાં ચુંથે ક્યાંય સુખ મળ્યું છે ? શા માટે આવા મૃત્યુને આમંત્રણ કરનારા દુઃખમાં દેહને ધકેલી આત્મ-શક્તિ અને શરીર શક્તિનો વિનાશ કરો છો ? હાથી જેવું અલ-મસ્ત પ્રાણી પણ બંધનમાં આવી જાય છે તે દશા કઈ? એ વિચારી લેજો. આજે સંયમ પ્રત્યેની બેદરકારીમાં ઘણી શક્તિઓ પાયમાલ થઈ ગઇ છે અને થતી જાય છે. શીલ સંહારક પ્રવૃત્તિનો આંકડો વધતો જાય છે. જમાનાનો પવન ઉપરથી સારો દેખાય છે પણ અંદરથી બ્રહ્મચર્ય ઉપર કાપ મુકનારો છે. આ સડો દૂર કરવામાં હું મોટો ધર્મ સમજુ છું. જેઓ આ ધર્મને સમજે તેને પછી કાંઇ કરવાપણું જ નહીં રહે. તમે ગૃહસ્થ છો તેથી મર્યાદામાં તો આવવું જ જોઇયે ને ! અમે ત્યાગીઓને દુનીયાની તમામ સ્ત્રીઓ માતૃવત્ અને તમારે પરસ્ત્રી માતૃવત્ એ યાદ રાખી લ્યો તોય ઘણું કરી શકશો. સૂર્યના પ્રખર તાપ સામે જોવાય નહી અને કદાચ જોવા પ્રયત્ન કરીએ તો તરતજ ત્યાંથી આંખને ખસેડી લેવી જોઈયે, તમારે તે તરફ તો હવે પુરૂં લક્ષ આપવું પડશે; કારણ વાસના કાંઇ આજકાલની કે આ ભવની નથી. અનાદિ કાળથી તમે તેજ

ટેવથી ટેવાઇ ગયા છો એટલે નિમિત્ત મળતાં તરત જ તમે ભોગરૂપ કુવામાં કુદકો મારો છો અને નીચે કાદવમાં ખુંચી જાઓ છો. સમર્થ બ્રહ્મચારી ગણાતા મહાત્માઓને માટે પણ ભગવાન મહાવીરે નવ વાડો બતાવી છે. તમારે પણ તે માટે કેટલી તૈયારી રાખવી જોઇએ !

આર્ય ગણાતી આ ભૂમિના સંતાનો તો કોઇ અજબ આદર્શવાન્ હોવા જોઈએ. પૂર્વની આર્ય રજપુતાણીઓ પોતાના અંબોડામાં કટાર હરહંમેશ રાખીજ મૂકતી; કારણ કે તે સમજતી કે શીયળ સાચવવા મ્હારે કંઇક હથિયાર રાખવું જોઈએ. શીલ સાચવવા માટે તેઓ તમામ પ્રયત્નો કરે અને જ્યારે દરેક પ્રયત્નમાં નિષ્ફળ જાય ત્યારે કટાર કાઢી આત્મહત્યા કરે અને ધર્મ સાચવે એવી ભારતીય સ્ત્રીઓ હતી.

જેમ જેમ તમે અનાર્ય સંસ્કૃતિમાં આવતા ગયા તેમ તેમ તમે ધર્મભ્રષ્ટ થતા ગયા. આ આર્ય દેશ કહેવાય છે, છતાં તેમાં **વ્યભિચારને સ્વચ્છંદતાપૂર્વક આચરનારા ભયંકર દેશદ્રોહીઓ પણ વસે છે.** આજે તમારા વિલાસો પાર વગરના થયા છે અને તેથી તમારાં શરીરમાં હાડકાંનાં ખોખાં સિવાય બીજું શું રહ્યું છે! તે તો કહો! આટલું છતાં, તમારા વિકારો ક્યાં ઓછા છે અને તેમાં પણ એવા શ્રીમાનો હોય કે વિલાસોની પૂર્તિ ખાતર દુધના કઢા પીયે, યાકુતિઓ ગોતે, ગજવેલ ફાકે. ટુંકમાં જે ખોરાકથી કામવાસના વધે તેવા જ ખોરાકની શોધખોળ કરે!

આ વાતો તમારા જીવનને લજ્જાસ્પદ નથી? લગ્ન જીવન તો વંશને ટકાવવા અને આવશ્યક સંતાનની ઉત્પત્તિ ખાતર હોય છે. આજે તમે સંતાન ભૂખ્યા છો કે ભોગના ભૂખ્યા છો? એવાં સ્ત્રીપુરૂષો ભાગ્યે જ દેખાશે કે જેઓ માત્ર આવશ્યક સંતાનની ઉત્પત્તિ ખાતર જ લગ્નજીવનમાં આવ્યાં હોય! તમે તો સ્ત્રીને વિકારતૃપ્તિનું સાધન અને સંતતિ ઉત્પન્ન કરવાનો સંચો જ સમજ્યા છો; પરિણામે સંતાનો પાર વગરના થાય છે અને વાસનાની આંધળી સ્થિતિમાં સ્ત્રીઓનાં મરણ થાય છે.

આજે તમારી અધમતાની કાંઈ હદ જ રહી નથી; પરિણામે તમારી પ્રજા **નમાલી**, વિષયવાન અને કદરૂપી થાય છે અને એના તો પાછા ઉત્સવો ઉજવાય છે, તે શોભે ખરા? એના તે વળી વરઘોડા હોય? એનો ભવાડો આખા ગામમાં કરાય અને તેની ઉજાણી થાય, એ કેટલું શરમ જનક છે? હિંદુસ્તાનમાં કે દુનીયામાં કીડાઓની ઉત્પત્તિથી જ નુકશાન થાય છે. હું એટલું જ કહું છું કે તમારી માનસિક સ્થિતિ ફેરવી નાખવા તમે તૈયાર થઇ જાવ. આ તો તમારી કંગાળ દશાનાં પ્રદર્શન છે અને તે ગણી શકાય તેટલાં નથી. બ્રહ્મચર્યના સિદ્ધાંતનું પાલન કર્યા વગર હવે છુટકો નથી, નહીં તો મૃત્યુનો ઘંટ વાગી રહ્યો છે એ સમજી જ જજો.

તમારી આસપાસ, તમારા ઘરમાં કે બહાર, દુકાનમાં કે તમારી વાતોમાં અથવા તમારા ખાદ્ય પદાર્થોમાં વિકાર સિવાય કશું જ નથી. તમારી ચારે તરફ વિષયવર્ધક જ પ્રવૃત્તિ છે અને તેથી ભોગની પ્રવૃત્તિ વધતા તેની શિક્ષારૂપ રોગ પણ વધ્યા છે.

આ જમાનાના ભયંકર અને જીવલેણ રોગોનું કારણ વિલાસો જ છે. ડાક્ટરો તો કહે છે કે-સ્વસ્ત્રીમાં પણ જ્યારે માણસ મર્યાદા મૂકે છે ત્યારે પણ નુકશાન થાય છે, તો પછી પરસ્ત્રીનો સડો હોય, અને તે સડો વધુ વખત દુનીઆમાં રહે તો પ્રજાનો નાશ ટુંક વખતમાં થઈ જાય એ સ્વાભાવિક છે. ગ્રહસ્થાવાસ પણ એકજાતની માનસિક નબળાઇ છે. ભગવાન મહાવીર કહે છે કેઃ—જો તમારામાં તાકાત હોય તો અખંડ અને પૂર્ણ બ્રહ્મચારી બની જાઓ અને જો તે ન બની શકે તો ગ્રહસ્થાશ્રમી બની એક પત્નીવ્રતમાં આવી જાઓ; ગમે તેમ પણ ખીલે તો બંધાઇ જ જાવ. સાવ ઢોરની માફક જ્યાં ત્યાં દુર્વાસનાની દૃષ્ટિ ન નાંખો; નહીં તો પછી તમને ઉગારનાર કોઇ નથી.

ઇતિહાસનાં દર્શન કરીયે છીએ ત્યારે એમ નક્કી થાય છે કે દુનિયામાં મોટા માણસોનો નાશ, જ્યારે તેઓ પોતાનાં શરીરથી ભ્રષ્ટ થાય છે ત્યારે જ થાય છે અને વાસનાને લઈ સ્ત્રીને વશ રહેનાર અને થનાર આત્મા પાયમાલીને જ લાવે છે. જો તમારે સાવ નાનામાં નાનો અને સહેલામાં સહેલો ધર્મ કરી મુક્તિમાં જવું હોય તો એકજ સ્પષ્ટ માર્ગ છે અને તે એ કેઃ-

## વાસનાનો ક્ષય કરો એજ મુક્તિનો માર્ગ.

મુક્તિનો માર્ગ આ સાવ ટુંકો અને સહેલો છે. સ્ત્રી પ્રત્યેનો રાગ ત્યાં સુધી રહેશે જ કે જ્યાં સુધી વાસના છે. ભર્તૃહરી જેવો રાજર્ષિ પણ બે વાર ભગવાં પહેર્યાં પછી તેની ભૂતપૂર્વ પત્ની પિંગળાના કટાક્ષથી ફસાયો. અંતે ત્રીજી વખત જ્યારે તેને ભાન આવ્યું અને ત્રીજી વાર ભગવાં વસ્ત્રો

પહેરી તે ચાલી નીકળ્યો ત્યાર પછી પુનઃ તે સંસારમાં પાછો ન આવ્યો અને મુક્તિના માર્ગને પગલે પગલે ચાલી નીકળ્યો.

આ મંત્રના જાપ કરવા સહેલા નથી; પણ તે મંત્રની આરાધના કર્યા સિવાય સિદ્ધિ પણ નહીં મલે. સ્ત્રીનાં નખરા જેને ન ચળાવે તેજ જ્ઞાની છે. રોગિષ્ટ કુતરા પણ કુતરી પછવાડે જાય છે તેને પણ વાસના છોડતી નથી–તો પછી તમે મનુષ્યો અને તેઓ પશુઓ–એ બંનેમાં ફેર શો?

મિત્રો! આ મુક્તિનો સાચો માર્ગ; જે ભગવાન્ મહાવીરે બતાવ્યો તેજ હું બતાવું છું, તે ગોખી રાખજો. તમે તમારાં વાસના રૂપ મૂળીયાં બહુ ઊંડાં નાંખ્યા છે અને પછી તે બહુ ફાલ્યા છે. સ્ત્રીની સૌંદર્ય–મોહિની માણસને પતિત કરે છે અને માણસ વાસનાની ખાઇમાં પટકાઈ જાય છે.

સીતાનાં રૂપથી મોહાંધ બનેલા રાવણનું સત્યાનાશ નીકળ્યું તે ભૂલ્યા નથીને? દામોદરલાલજી ધર્મભ્રષ્ટ થઇ તિરસ્કારને પાત્ર થયા તે વિચારી લેજો. પરસ્ત્રી સેવનનાં પાપ તો રોમ–રોમ ફુટી નીકળે છે. તે કોઇને નહીં છોડે. રા. ખેંગાર, સિદ્ધરાજ, બધાજ પરસ્ત્રીનાં મોહમાં તારાજ થઈ ગયા. પાવાગઢના પતઇએ મોતને આમંત્રણ કર્યું. તે બધાં પરસ્ત્રી સેવનનાંજ પાપ કે બીજું કાંઇ?

ઇતિહાસપ્રસિદ્ધ મહારાજા મુંજની વાત કથા સંગ્રહમાં છે. જ્યારે તૈલપના રાજ્યમાં કેદ થઇને રહ્યો છે ત્યારે ત્યાં રોજ પોતે કવિત્વ શક્તિથી નવાં નવાં કવિત

જોડી સારા રાગથી ગાય છે. તેની ગીતકળા અને સાહિત્યથી ઉભરાતા અને સુકોમળ કંઠે ગવાતાં ગાયનવડે તૈલપની બ્હેન મૃણાલ મુગ્ધ થાય છે અને બન્ને પાગલ થઈ એકમેકમાં તલ્લીન થઈ જાય છે. મુંજ રાજા કેદ પકડાયો છે તે વાતની ભોજ રાજાને ખબર પડે છે. ભોજ રાજા પોતાના કાકા મુંજને બચાવવા સૈન્ય લઈ સિંધુના કિનારા સુધી આવે છે. એ સમયમાં એવી માન્યતા હતી કે જે કોઈ સિંધુ નદી ઉતરીને સામે કિનારે સૈન્ય લઈ લડવા જાય તે સૈન્ય હારી જાય છે; તેથી ભોજરાજાએ સિંધુના કિનારેજ પડાવ નાંખ્યો અને કિનારેથી જ મોટી સુરંગ ખોદાવવી શરૂ કરી. છ મહીનામાં તો તેણે આખો રસ્તો કાઢયો અને તે સુરંગ ઠેઠ જ્યાં મુંજનો નિવાસ છે ત્યાં કાઢી. સુરંગ તૈયાર થઇ ગયા પછી 'યુદ્ધ કરી લાખો માણસોનાં લોહી રેડાવવાં તે કરતાં આ સુરંગના રસ્તેથી જ મ્હારા કાકાને બચાવી લેવા' એમ ધારી રાજા ભોજ સુરંગના રસ્તે થઇ મુંજ આગળ રાત્રના સમયે આવે છે અને મુંજને જગાડીને કહે છે કે– ચાલો જલ્દી ! હું તમને લેવા આવ્યો છું. મુંજ કહે છે–ભાઇ, જરા ઉભો રહે. મ્હારી મૃણાલને સાથે લઇ લઉં. મૃણાલનાં પ્રેમમાં અંધ બનેલો મુંજ તેને લેવા તેના ઓરડામાં જાય છે તે વખતે ભોજ કહે છેઃ–કાકા ! આ વખત સ્ત્રીના પ્રેમને યાદ કરવાનો નથી અને પરાઈ સ્ત્રી તે પોતાની થઈ નથી અને થશે નહિં; તમે મોટી ભૂલ ખાઓ છો. મુંજ માનતો નથી અને મૃણાલ-ના પ્રેમમાં અંધ બનેલો તે, તેને જગાડવા જાય છે. જગાડીને કહે છે કે–ચાલ, મ્હારો ભત્રીજો મને લેવા આવ્યો છે. તું જલ્દી તૈયાર થઇને આવ.

આ પ્રમાણે કહીને મુંજ ભોજ આગળ આવે છે. મૃણાલ જાગી સ્વસ્થ થઇ વિચારે છે કે:–ગમે તેવો તે મ્હારો પ્રેમી હોય પણ મારા ભાઇનો તો દુશ્મન જ ને ! ભાઈઓ ! સ્ત્રીની જાત ક્યારે દગો દેશે એની કોઇનેય ખબર પડતી નથી; છતાં તે ખાતર અનેક કુટુંબો સળગી મરે છે. અધમ સ્ત્રીઓ તો ફાવતું ન આવે ત્યારે રાગીને પણ મારે અને વિરાગીને પણ મારે. ત્યાં તો ફરીવાર મુંજ આવી જલ્દી તૈયાર થવાનું કહે છે; તેથી મૃણાલ કહે છે કે–તમે અને હું અહીં રહીયે તો શું ખોટું છે ? મુંજ કહે–ત્યારે તો તું અહીંજ રહેજે. હું તો હવે આ જેલમાંથી ચાલ્યો જઇશ. એમ કહી ભોજ જ્યાં વાટ જુએ છે ત્યાં આવવા મૃણાલ આગળથી મુંજ રાજા છૂટો પડે છે. પાછળથી મૃણાલ તેને કહે છે કે, ઉભા રહો, હું પણ આવું છું. તમે મને મુકીને શું ચાલ્યા જશો ? હમણાં જ મ્હારો ઝવેરાતનો ડાબલો લઈ આવું છું. મૃણાલના વચન સાંભળી તેના પ્રેમમાં પાગલ બનેલો મુંજ ખુશ થઇ રોકાય છે. ભોજ સમય થઇ ગયો હોવાથી ઉતાવળ કરે છે તેજ વખતમાં મૃણાલ તૈલપ આગળ જઇ બધી વાત કરી દે છે કે, આવી રીતે તમારો કેદી બનેલો મુંજ ભોજ સાથે ભાગી જાય છે. આ સાંભળી તૈલપ છાની રીતે ત્યાં સૈનિકોને લઈ આવે છે અને મુંજને પકડી લ્યે છે. ભોજને પકડવા જતાં તે ભાગી જાય છે. મુંજને પકડી તૈલપ તેને શુળીએ ચડાવવાની આજ્ઞા કરે છે અને તે પહેલાં, ગામમાં ભીખ માંગવાનો મુંજને હુકમ કરે છે. શહેરની ગલીએ ગલીએ રાજા મુંજ ભીખ માંગી રહ્યો છે; છતાં કોઈ તેને ભીખ આપતું નથી. આગળ જતા એક કુવા કાંઠે એક બાઈ પાણી ભરતી હતી. પાણી ઘડામાં ભરાય છે ત્યારે ઘડામાંથી નીકળતો અવાજ સાંભળી રાજા મુંજ કહે છે:–

રે રે કુંભ કુવા વિષે ઉતરીને પોકાર તું શું કરે,
જો આયુષ્ય હશે હવે તુજ તણું તો તું અહીં ઉગરે;
જે થાશે નર નારીનાંજ વશમાં તેની દશા આ થશે,
ફાંસો નાંખી ગળા વિષે તુજ તને, ઊંડે કુવે નાખશે. ૧

અરે કુંભ! તું કુવામાં ઉતર્યા પછી નાહક શા માટે પોકાર કરે છે? હવે તો ત્હારૂં આયુષ્ય હશે તોજ તું ઉગરીશ. મ્હારી આજે આ દશા થઇ છે તે સ્ત્રીને લઇને જ થઇ છે અને જે પુરૂષ સ્ત્રીને વશ થઈ રહે છે તેની આવીજ દશા થાય છે.

રાજા મુંજ વળી આગળ જતા એક નાની ઝુંપડી પાસે આવે છે. તે ઝુંપડીની બહાર એક ડોશી રેંટીયો કાંતતી હતી. તેથી રેંટિયો ચું ચું અવાજ કરતો હતો. તે સાંભળી રાજા રેંટીયા પ્રત્યે કહે છેઃ—

રે! રે! યંત્ર કમારોદી, યદ્યહં ખંડીતો મયા;
રામ રાવણ મુંજાદ્યા, સ્ત્રી ભી કૈ કૈ ન ખંડીતા.

અરે યંત્ર! તું કેમ રૂવે છે? સ્ત્રીયોએ કૈંકને રોવડાવ્યા છે! રામ, રાવણ અને આ મુંજની દશા સ્ત્રીઓને લીધે ખરાબ થઇ છે; માટે તું જરાપણ ખેદ ન કરીશ. આવી રીતે યંત્રને કહી રાજા મુંજ વધસ્થાને આવી શૂળી ઉપર ચડે છે અને મૃત્યુ પામે છે.

સજ્જનો! આથી તમે એ ચોક્કસ સમજી રાખજો કે પૃથ્વી ઉપર જેની હાક વાગે છે તેવાઓનો જ્યારે નાશ થવાનો હોય છે ત્યારે તેમની દૃષ્ટિ પહેલી ખરાબ થાય છે અને પછી ક્રમશઃ તે પોતાના હાથે જ નાશને નોતરે છે અને જેઓ સંયમી બન્યા છે તેઓ મરવા છતાં પણ અમર બન્યા છે. વિજયની

સાચી ચાવી ભગવાન્ મહાવીરે આપણને બતાવી છે. જગત ઉપર બ્રહ્મચારીઓની જ સત્તા રહે છે. દુનીયામાં પરાજયનું મૂળ કારણ હોય તો મનુષ્યોનો અસંયમ જ છે. ભારતની અત્યારની કરૂણ દશા અને ગુલામી, પૃથ્વીરાજના વિલાસને આભારી છે. તે જો સંયુક્તામાં ન ફસાયો હોત તો ભારતની આજે જે કંગાળ દશા છે તે ન જ આવી હોત. ઉપરાંત યુદ્ધમાં જતા અગાઉની રાત્રિએ જ પૃથ્વીરાજે બ્રહ્મચર્યનું ખંડન કર્યું હતું, એવો ઐતિહાસિક ઉલ્લેખ છે અને તેજ કારણે તે યુદ્ધમાં હાર્યો અને તેનો વિનાશ થયો. વીર અભિમન્યુ જેવાની પણ હાર શાથી થઇ ? તે બધા અબ્રહ્મચર્યનાજ પ્રતાપ છે. તે નરવીર યોદ્ધો રણસંગ્રામ કરવા અગાઉ પોતે પોતાથી હારી ગયો હતો એટલે તેણે સંયમનું ખૂન કરી પોતાની જાતને પરાધીન બનાવી હતી, અને સત્વહીન બન્યા પછી જ યુદ્ધમાં જતા તેનો પરાજય થયો હતો.

પ્યારા મિત્રો ! નેપોલીયનની લડાયક શક્તિથી તમે અજાણ નથી. તે વીરપુરૂષના સંયમનો તો ઇતિહાસ પણ સાક્ષીભૂત થાય છે. નેપોલીયનના મન ઉપરનો કાબુ કોઈ અજબ હતો. તે પણ જ્યારે હારવાનો હતો ત્યારે તેને દુર્બુદ્ધિ થઇ અને તેજ રાત્રે બ્રહ્મચર્યને ફગાવી દઈ તે લડવા ગયો અને પરીણામે તે હાર્યો. હનુમાનની માનતા અને પૂજા-સત્કાર શાથી થાય છે ? તેની હાક કયારે વાગી ? લક્ષ્મણજી મહાબળવાન્ કયારે થયા ? કે જેના હાથે રાવણ જેવાનો નાશ પલકવારમાં થઇ ગયો. ૧૨ વર્ષ સુધી જેણે પોતાના હૃદયમાં અધમ વિચારને સ્થાન જ આપ્યું ન હતું.

હું કહું છું કે એવા ચારિત્રવાન્ પુરૂષને દુનીયામાં જીતનાર કોણુ છે! ત્રણુ લોકનાં રાજ્ય કરતાં પણુ સંયમની કીંમત વધુ આંકનાર ભિષ્મપિતામહથી કોણુ અજાણ્યું છે? જનક વિદેહીની વાત જ શી કરવી? અને જૈનત્વના તેજથી રંગાયેલા વિજયશેઠ અને વિજયાશેઠાણીની વાત જ કયાં કરવી? એ વિરલ આત્માઓએ બ્રહ્મચર્યની સાચી કુંચી લઈ મુક્તિનાં દ્વાર ઉઘાડી નાંખ્યાં હતાં. તમારે જો મુક્તિનાં દ્વાર ઉઘાડવા હોય તો ઘરમાં તમે વિજયશેઠ બનો અને તમારી સ્ત્રીને વિજયાશેઠાણી બનાવી દ્યો. પછી મુક્તિ શોધવા જવું પડશે નહિં. સુખ કેવું હોય છે એમ પણુ નહીં પુછવું પડે. મુક્તિનાં સુખની થોડી ઘણી કલ્પના તમે અહીં જ અનુભવશો; પણુ જે અનુભવ કરવાની વાતો મોઢેથી કરો છો પણુ ૬૦ વર્ષની ઉમ્મર થવા છતાં હૃદયમાં તો વાસનાજ રહેલી હોય છે. ત્યાં મુક્તિની વાત મ્હારે કઈ રીતે કરવી? આત્મિકજ્ઞાન જે પ્રાપ્ત થતું નથી તેનું મૂળ કારણુ તમારી વાસના રૂપ ઘેલછા છે. ફરી ફરીને કહું છું કે, તમે સંયમથી જ મુક્તિ મેળવી શકશો; બાકી બધા ફાંફાં છે અને રખડવાનું છે. તમે ભલે સર્વથા સંયમ ન પાળી શકો તેની હરક્ત નહિ પણુ ગૃહસ્થને છાજે તેવું તો પાળી શકોને?

મહાત્મા થોમ્સ કે જે ઈટાલીયન મહાત્મા હતા તેમને એક વાર પોતાના શિષ્યે પૂછયું કે–જે માણુસ સર્વથા બ્રહ્મચર્ય ન પાળી શકે તેણે શું કરવું જોઈએ? ત્યારે થોમ્સે જવાબ આપ્યો કે, જે માણુસ સર્વથા બ્રહ્મચર્ય ન પાળી શકે તેણે જીવનમાં એક વાર સ્ત્રીપ્રસંગમાં આવી

સંતોષી બની જવું. ફરીવાર શિષ્યે પૂછ્યું કે, જે માણસ જીવનમાં એક વખતના સ્રીપ્રસંગથી ન સંતોષાતો હોય, તેણે શું કરવું ? ત્યારે જવાબ મળ્યો કે તેવા માણસો વર્ષે એક વખત સ્રીપ્રસંગમાં આવી સંતોષી બને. ત્યારે ફરી શિષ્યે પૂછ્યું કે સાહેબ ! એવા પણ માણસો હોય કે જેમને પ્રત્યેક વર્ષે સ્રીપ્રસંગમાં આવ્યા છતાં સંતોષ ન થતો હોય તો શું કરવું ? મહાત્માએ કહ્યું કે, તેવા કનિષ્ઠ મનુષ્યો મહીનામાં એક વાર સ્રીપ્રસંગમાં આવે અને જીવનમાં સંતોષ અનુભવે. આથી શિષ્યે પૂછ્યું કે, મહીનામાં એક વખતના સ્રી પ્રસંગે પણ હૈયાની કામવેદના જેનાથી શાંત ન થાય તેણે શું કરવું ? ત્યારે મહાત્માએ કહ્યું કે, એવા માનવો જ્યારે મહીનામાં એકથી વધુ વખત કામાતુર બની હવસવૃત્તિને પોષવા તૈયાર થાય તેમણે મરણના સાધન પાસે રાખીને જ હવસ-વૃત્તિને તાબે થવું.

ગૃહસ્થાશ્રમમાં રહેવું હોય તો આ મહાત્માએ બતાવ્યું કે, જીવનને અંકુશમાં રાખી રહો. સાવ મર્યાદા અને અંકુશ વગરના બની યથેચ્છ જીવન ન કરી નાંખો. એક વખતનાં સંયમ-ખંડનમાં નવ લાખ જીવોની હત્યા શાસ્રકારે બતાવી છે. જ્યાં અગણીત જીવોની સંખ્યા હોય, સૂક્ષ્મ જીવો જ્યાં પિંડરૂપે હોય, તે પિંડમાં ધગધગતા ખીલા કે સળીને અડાડવાથી કેટલા જીવો મરી જાય ! તેમ વાસનાપૂર્તિ પણ એવી જ વસ્તુ છે. તમારામાંથી આજે દુનીયાના તમામ કર્તવ્ય અને ફરજ ઉપરથી પ્રેમ ઓછો થયો. દેશ અને ધર્મ માટે તમારાં જીવન માંયકાંગલા બન્યા. તે બધાય તમારી હવસ–વૃત્તિનાં

**પાપ છે. તમારા ધર્મની, કુટુંબની, અરે દેશની બરબાદી અટકાવવા બ્રહ્મચર્ય પાળો; નહીં તો ચાહોમ કરી વાસનામાં ભૂસ્કો મારો અને વિનાશ કાલને નોતરો, જે નજીક જ છે; બીજે કયાંય શોધવા જવું પડે તેમ નથી.**

તમારા પૂર્વજો–વસ્તુપાળ તેજપાળ વગેરેની કીર્તિરૂપ વિજયપતાકા જોઇ–જાણી કંઇક વીરતાભર્યું જીવન બનાવવા સંયમને પાળો. આજે તમે ભોગની પૂંઠે પડયા છો જેથી ભોગ દૂર–દૂર ભાગે છે. યંત્રવત્ બની કેવળ પ્રજોત્પત્તિ કરવામાં જ તમારાં સામર્થ્ય, તમારૂં તેજ, તમારૂં હીર તમે ન ખોઈ બેસો. વીર્ય–રક્ષણ કરી તમારા જ્ઞાનતંતુને સતેજ કરો. જ્યારે તમે ઉંધા માર્ગે વીર્યને જતું અટકાવશો ત્યારે તે જ્ઞાનતંતુમાં પુષ્ટિ કરશે. દીપકનું કોડીયું કાણું હોય છે ત્યારે દીવેટમાં તેલ નથી જતું; પણ છિદ્ર વાટે તે બહાર નીકળી જાય છે અને અંધકાર થઈ જાય છે. જ્યારે કોડીયું છિદ્ર વગરનું હોય છે ત્યારે દીવેટમાં તેલ આવે છે અને પ્રકાશ થાય છે. તેવીજ રીતે તમે વીર્યનો ખોટો ઉપયોગ કરવાની વૃત્તિને હવે સળગાવી મૂકો. આજે ભારતીય પ્રજા વીર્યનો ખોટો ઉપયોગ કરી ભારતીય પ્રજાને જ નુકશાન કરે છે. ભારતીય પ્રજા છેલ્લા ૬૦ વરસોથી દ્રવ્યોપાર્જનમાં ખૂબજ પછાત છે અને સંતાનોત્પત્તિમાં દુનીયાના તમામ દેશથી આગળ છે. આ શું તમારી આબરૂ છે ? હિન્દુસ્તાનની વસ્તી પહેલા ૨૦, પછી ૨૫ અને પછી ૩૩ કરોડની કહેવાતી. આજે ૪૦ કરોડની કહેવાય છે તે શાથી ? ભારતીય જનોની અમર્યાદિત વિષયાસક્તિજ ને ! પંછી એકી સાથે કુદરતનો કોપ ઉતરી પ્રજાનો નાશ

થાય તેમાં શી નવાઇ? માટે હવે તમારી શક્તિનો થતો ગેરઉપયોગ અટકાવો-મ્હારી આ તમને નમ્ર વિનંતિ છે. આ બોધ તમારા જીવનમાં ઉતરી જશે તો મ્હારો ઉપદેશ સાર્થક થશે. માટે તમારાં વીર્યનો એવો ઉપયોગ કરો કે જેથી તમને અને તમારા દેશને લાભ થાય. આ બધું ક્યારે સમજશો ? જ્ઞાનીઓ કહે છે કે, પૂર આવ્યા પહેલાં પાળ બાંધી લ્યો. ચોર આવ્યા પહેલાં જાગી જાઓ-લુંટાતા પહેલા રક્ષણ કરવાની તૈયારી કરો. લુંટાયા પછી અને ચોર ચોરી ગયા પછી તો રોવું પડશે. માટે પહેલેથી જ ચેતી જશો તો લુંટાતા બચી જશો અને પસ્તાવો પણ નહીં થાય. માટે તમે જેટલું રહ્યું હોય તેને તો સાચવો જ અને ભવિષ્યનાં તમારાં બાળકો યોગ્ય માર્ગે જીવન વ્યતિત કરે એવુંજ શિક્ષણ આપો. તે માટે બચપણથી જ તેવા માર્ગમાં તેમને લઈ જવા અને તેઓ ભૂલેચુકે પણ ખોટા રસ્તે ન જાય તે માટે પૂર્ણ કાળજી રાખો. જીવનઘડતરનાં કામમાં તમારા કરતા સ્ત્રીઓ વધારે મહત્ત્વનો ભાગ ભજવે છે. તે મહાપુરૂષોના અનુભવો બોલે છે; માટે બાળક ગર્ભમાં આવે ત્યારથી જ તેમનામાં સંયમના સંસ્કાર રેડતા જાઓ અને બાળક જન્મ્યા પછી તેની આસપાસ તેવું જ વાતાવરણ ઉભું કરો અને હાલરડાં પણ કાયરતાના ન ગાશો.

શિવાજીનું જીવન ઘડવામાં જીજીબાઇનો કેવો આદર્શ હતો તે જાણી લ્યો. સંતાનોને સુધારવા માટે, પ્રથમ માતાઓએ સુધરવાની જરૂર છે. માતાઓ તો કર્તવ્યનો બોધ પણ આપી જાણે અને અકર્તવ્ય પણ આપે; માટે તમારી

સ્ત્રીઓ પૂર્વની આર્ય રમણીયો માફક સ્તનપાનમાં જ શીયળનું સિંચન કરી વીર સંતાનો ઉભા કરે એવું કહો. તે માટે તમારી આર્ય રમણીયોએ કેવું બનવું જોઈએ, તે સાંભળો.

સન્ ૧૯૨૧ની આ બનેલી-સત્ય ઘટના છે. પંજાબના એક ગામડામાં પવિત્રાબાઇ નામની એક :યુવાન વિધવા રહેતી હતી. સારાં અને ખાનદાન ,કુટુંબની તે બાઇ, પીયર અને સાસરીયામાં કોઈ નહીં હોવાથી સત્યાગ્રહની ચળવળમાં ભાગ લઈ, રેંટીયો કાંતી, દિવસો કાઢતી. એકવાર ગામનો એક જાગીરદાર મોટરમાં બેસી ફરવા નીકળ્યો છે. ઘરની બારીમાં આ પવિત્રાબાઈ બેઠી છે. તે જાગીરદાર પવિત્રા-બાઈને જોઈ જાય છે. તેને જોતાજ જાગીરદાર પરવશ બને છે. ગામના આ જાગીરદારનો ત્રાસ પણ ઘણો હતો, તેથી ગામની રૂપવાન સ્ત્રીઓ તો તેના ત્રાસે બહાર પણ નીકળી ન શકે. ગામમાં જે કોઇ રૂપવાન બાઇ દેખાય, તેનાં શીલને આ જાગીરદાર રાક્ષસ બનીને લૂંટે-તેનાં દેહને ભ્રષ્ટ કરી સુખ અનુભવે. ચામડીનાં રૂપ અને ચકચકાટ કોને નથી થોભાવતા ! જેનું લક્ષ, બહાર ભટકે છે તે બધાયને ચામડીનો ચળકાટ પટકે છે. જ્ઞાનીઓ કહે છે કે, લાખ સુભટોને જીતવામાં બહાદુરી નથી. લાખ્ખો લડવૈયાઓને જીતનાર કામથી હારી ગયાના દષ્ટાંતો ક્યાં થોડા છે ? તેથી કામના બાણથી જે નથી ઘવાયો તેજ સાચો લડવૈયો છે. તમે બીજાઓની સાથે લડવા કરતાં કામની સાથે લડો, તો તમારૂં કામ થઈ જાય-ભવજળ તરી જવાય; પણ તમે જેની સાથે લડવું જોઈએ તેની સાથે નથી લડતા અને તેથી તમે હારી જાઓ છો.

આપણે મૂળ વાતપર આવીએ. આ પવિત્રાબાઇનાં રૂપમાં તે જાગીરદાર ભાન ભૂલી ગયો. તેણે માણુસ સાથે કહેવરાવ્યું કે આજે રાત્રે બાર વાગે હું ત્હારે ત્યાં આવીશ. દરવાજા ખુલ્લા રાખજે. કામરૂપ પિશાચ જ્યારે શરીરમાં આવે છે ત્યારે મનુષ્યને પોતાની સ્થિતિનું ભાન નથી રહેતું. તમે બધા ભૂત, પ્રેતના વળગાડથી તો ગભરાઓ છો અને તે માટે તો ભૂવાઓની આગળ જઈ વળગાડને દૂર કરાવો છો; પણ તે ભુવાઓમાં ભૂત વળગેલું હોય છે તેથી તે કાંઇ સાચા ભૂતને નથી કાઢી શકતા. જ્ઞાનીઓ કહે છે કે, અનાદિકાળના ભૂતને કાઢો, એટલે બાકીના ભૂતો તો આપોઆપ નીકળી જશે. એવા ભુવાને શોધો કે જેથી વાસનાનું ભુત તમારામાં છે તે કાઢે. બાકી તો ભૂતના વહેમથી જ તમે પીડાઓ છો. અનાદિથી વાસનાના ભૂત પીડે છે તે પીડા ખરેખર દયાપાત્ર છે. જાગીરદારે તે બાઇનાં રૂપમાં ફસાઈ બીજા માણુસની સાથે 'રાત્રે આવીશ' એવી સુચના મોકલી. પવિત્રાબાઈ કે જે હજી કૌમાર્યાવસ્થામાં જ હતી. ૧૮ વર્ષની તરૂણ વય. એકલી બાળા. "હવે હું સંયમને શી રીતે સાચવી શકીશ!" એમ વિચારી તે શિયળ-રક્ષણની ચિંતામાં રોઈ પડી. "એ અધમવૃત્તિવાળો પડછંદ પુરૂષ મ્હારે ત્યાં રાત્રિએ એકાંતમાં આવશે ત્યારે તેની આગળ મ્હારૂં શિયળ હું કેમ કરી રાખી શકીશ!" એ વિચારે તે ગભરૂબાળા ખૂબ રોઈ; પણ પછી તો તેણીને હિંમત આવી. તે બોલી–મરવું છે કેટલીવાર ? મ્હારે શા માટે ગભરાવું જોઈએ ? છેવટે આત્મહત્યા કરીશ પણ મ્હારાં સતીત્વને નહિં જવા દઉં ! આવી રીતે વિચાર કરે છે ત્યાં તેનો સહોદર-ભાઈ કે જે તેને ધર્મની બ્હેન ગણે છે તે આવે છે. પવિત્રાબાઈ

તેને વાત કરે છે કે આજે તો જાગીરદાર રાત્રે આવવાના છે. તેનામાં દુષ્ટ બુદ્ધિએ પ્રવેશ કર્યો છે. હું એકલી છું માટે મારે તમારી મદદની જરૂર છે. આપશો ? શશીપુન્હુ કે જે તેનો ભાઇ થતો હતો તે, આ સાંભળીને ક્રોધમાં આવી ગયો. તેણે કહ્યું:– બ્હેન ! ગભરાઈશ નહીં. ત્હારી પવિત્રતાને હાથ લગાડવા કોણ સમર્થ છે !

બહેન ! ત્હારી પવિત્રતાની રક્ષા હવે મારા હાથમાં છે. તું નિર્ભય રહેજે. આ પ્રમાણે કહી તેનો ભાઇ પોતાના ૫–૬ મિત્રોને લઇ આવ્યો અને રાતના બધાને ગોઠવી દીધા. પોતે સ્ત્રીનાં વસ્ત્ર પહેરીને બેઠો. રાતના જાગીરદાર આવ્યો. તેણે બારણું ખખડાવ્યું. સ્ત્રી વેશમાં રહેલા શશીપુન્હુએ બારણું ઉઘાડયું અને પાછો ફરીને તે ઉભો રહ્યો. જાગીરદાર અંદર આવ્યો અને વિચારવા લાગ્યો કે, આ બાઈ મારાથી શરમાય છે એમ સમજી તેનું મોઢું જોવા જાય છે કે તરત જ, સંતાએલા મિત્રો લાકડીયો લઇ બ્હાર નીકળે છે અને જાગીરદારને મારી તેનો ગોળપીંડો જ બનાવી દે છે. પવિત્રાબાઇ પણ મારવામાં સાથે જ હતી. બહાર મોટર ઉભેલી છે અને બહુવાર લાગવાથી મોટર ચલાવનાર બૂમ મારે છે. તે સાંભળી પવિત્રાબાઈ અને બીજા યુવાનો તે જાગીરદારના મડદાંને પોટલામાં બાંધી મોટરમાં ફેંકે છે અને 'આ ત્હારા જાગીરદારને લઇ જા' એમ કહે છે. મોટર ચલાવનાર બધી વાતને સમજી જાય છે અને પોતે માર ન ખાય તે ખાતર મોટર લઇ ભાગી જાય છે. સવારમાં કેસ ચાલે છે અને કેટલીક મુદતો પડયા પછી, તે બાઇ તથા બીજા માણસો નિર્દોષ છુટી જાય છે અને પવિત્રાબાઇને ધન્યવાદ મલે છે. પવિ-

ત્રાબાઈ જેવી શિયળ સાચવનારી અને પવિત્ર હૃદયવાળી આર્ય રમણીઓ જ્યાં સુધી ન હોય ત્યાં સુધી સંતાનો ક્યાંથી સુસંસ્કારવાળા હોય? દેશનો સાચો આધાર પણ સ્ત્રીઓ અને બાળકો ઉપર છે. ભાવી પ્રજાને તૈયાર કરવામાં તમે સ્ત્રીઓને તૈયાર કરો. જનની જો ભુલે તો દેશને પાયમાલ કરે અને જો સંસ્કારી બને તો દેશને તારે. તમારાં હૃદયમાં જો કે અત્યારે સ્ત્રીઓની કીંમત ભલે ન હોય. પણ જ્યાં સ્ત્રીઓનાં સન્માન થાય છે તે દેશ ગુલામીમાં રહેતો નથી.

દુનીયામાં આજે યુગપલટો થવાની તૈયારી છે. ચારે તરફ ક્રાન્તિ થઈ રહી છે. જોતજોતામાં ઈતિહાસમાં પલટો થશે એમ ભણકારા વાગી રહ્યા છે. તેવે વખતે તમે સાવ ખુણામાં ભરાઈ રહો તે કેમ પાલવશે? જૈનધર્મ પણ હવે પરિવર્તન માંગે છે; પણ તે પરિવર્તન કરવાની તાકાત બ્રહ્મચર્ય સિવાય નહીં આવે. માટે તમે બધા હવે બહાર પડો. તમારૂં આખું કુટુંબ જ્યાં સુધી સંયમની ભાવનાથી નહીં રંગાય ત્યાંસુધી કર્તવ્ય સમજાશે નહીં. જનની અને જન્મભૂમિની સાચી સેવા કરી મુક્ત દશા મેળવવી હોય તો બ્રહ્મચર્યને અપનાવ્યા સિવાય છુટકો નથી. તે વગર તમારી ઉન્નતિ પણ તમે નહીં કરી શકો અને મુક્તિનો માર્ગ પણ નહીં દેખાય. કારણ તમારૂં બીજ સડવા આવ્યું છે.

## ઉન્નતિનો આધાર જનની ઉપર છે.

બીજ જો ખરાબ હશે તો સારાં વૃક્ષની આશા રાખવી નકામી છે. તમારામાં સંયમ તો તમારી માતાદ્વારા જ આવે છે. વીર માતાઓની કુંખે જ ત્યાગી અને શૂરવીર સંતાનો

જન્મે છે. તમારામાં યોગ્ય સંસ્કાર તમારી માતાઓએ ન રેડયા હોય, અને પછી અમે ગમે તેટલી વાર બોલીયે તે નિરર્થક છે. કાઠીયાવાડમાં સ્ત્રીયોનાં જીવન દયાપાત્ર છે. એક પશુ જેવી સ્થિતિમાં આજની સ્ત્રીયો મુકાઈ ગઈ છે. જીવન રૂંધન સિવાય કશું જ દેખાતું નથી. તેમનું જીવન તો રસોડામાં અને ઘરનાં કામકાજમાં જ પૂરૂં થાય છે. અહિંની માતાઓ અને બ્હેનોને દેશમાં શું થઈ રહ્યું છે એમ પૂછવામાં આવે તો કોઇ જ ઉત્તર ન આપી શકે. જેને પોતાના દેશનું પણ ભાન નથી એવી અજ્ઞાન સ્ત્રીયો આગળ શી આશા રાખી શકાય ! તમારી સ્ત્રીયો અને માતાઓમાંથી સ્ત્રીત્વ ચાલ્યું ગયું છે, તે ફરીવાર લાવવા કોશીશ કરો. હવે હદ થઇ છે.

જયાં નરી પશુતાજ દેખાતી હોય ત્યાં ધર્મને તો સ્થાનજ કયાંથી હોય? ક્ષણિક સુખ પછવાડે જીવન પુરૂં કરનારી સ્ત્રીયો કર્તવ્યના પાઠ કોને ભણુાવે ? સંયમ, સત્ય અને અહિંસાના પાન કરનારી પૂર્વની આર્યરમણીયો જયારે જયારે ધર્મ માટે કે દેશ માટે હાકલ પડે ત્યારે પુત્રને પાસે બેસાડી હાથ ફેરવી કહે કે:-બેટા ! યુદ્ધમાં જજે, તરવાર લઈ પાછો આવજે અથવા તરવાર ખાજે; પણ પરાજય પામી મને-ત્હારી જનનીને મોઢું ન બતાવીશ. તેજ માતાઓને ધન્ય છે કે જેઓ આવી રીતે પોતાનાં સંતાનોને કર્તવ્યનો ઉપદેશ આપે છે. આજે જેવા તમે છો તેવીજ તમારી સ્ત્રીઓ છે. બન્ને સરખા ભેગા થયા છો. આ બધાથી તમે પતિત થયા તેનું કારણ તમારામાં ચારિત્રની ખામી છે. બુદ્ધ, મહાવીર અને શ્રીકૃષ્ણ જેવા અવતારી પુરૂષોને જન્મ આપનારી દેવીઓ આજે કયાં ગઈ ! કે તમારા સહવાસમાં આવવાથી રાક્ષસી બની

ગઇ! ખરેખર, આદર્શ માતાઓ વગર કોઇનો પણ ઉદ્ધાર નથી. ગાંધીજી પણ કહે છે કે "જો હું સત્ય અને અહિંસાની આટલી પણ સાધના કરી શક્યો હોઉં તો તે મ્હારી માતાનોજ પ્રતાપ છે. જે વખતે હું વિલાયત જતો હતો ત્યારે મ્હારી માતાએ મને એક સ્થાનકવાસી જૈન મુનિ આગળ પ્રતિજ્ઞા અપાવી હતી કે તું દારૂ, માંસ અને પરસ્ત્રીસેવનથી મુક્ત રહેજે. તે માતાનાજ પ્રતાપે હું મારા જીવનને પતનને પંથે જતું બચાવી શક્યો છું."

જગપ્રસિદ્ધ માણસોનું આ કથન અનુભવયુક્ત હોવાથી તમારી સ્ત્રીયો તથા તમારા બાળકોમાં શુદ્ધ બ્રહ્મચર્ય અને ધર્મના સંસ્કાર નાંખો. દેશસેવા અને કૌટુંબિક પ્રેમ, એ બધા પાઠ તમે સ્વાર્થી બની ભૂલી જવા લાગ્યા છો અને તેથી તમારી હાલત પણ જોઈ લ્યો! કેવી છે! આજે કુટુંબ કે ભાઈ પ્રત્યે પણ જ્યાં પ્રેમ નથી ત્યાં દેશ પ્રત્યે પ્રેમ શી રીતે આવી શકે! આજે ભારતને સ્વતંત્રતા મળે તો તેમાં તમારો હિસ્સો કેટલો? દેશ માટે બલિદાન આપવા–સર્વસ્વનો ભોગ આપવા આજે કેટલા જૈનો તૈયાર છે? જ્યાં દાનતમાં સડો હોય ત્યાં કયે મોઢે વાત કરાય? દાનાપણું, દેશભક્તિ, દયા, દાન, સત્ય વગેરે સર્વોપયોગી તત્ત્વની સાધના સંયમ દ્વારા જ સાધી શકાય છે. આજે તમે સ્વાર્થના કીચડમાં આવી મનને બ્હેકાવી દીધું છે ત્યાં તમારી ભાવના દેશભક્તિમાં ક્યાંથી આવે? તમે જ્યારે દેશભક્તિનાં આંદોલનો નથી જગવતા ત્યારે તમારી સ્ત્રીયોમાં તે આંદોલનો જગવવાની સદ્બુદ્ધિ ક્યાંથી આવે? પાશ્ચિમાત્ય પ્રજાની દેશભક્તિ તરફ જરા નજર કરો! તે

પ્રજાનો આદર્શ હૈયામાં ઠસાવો અને પછી તમે એવી જ્યોત પ્રગટાવો કે જેથી તમામ કચરો બળીને ખાખ થઇ જાય.

એકવાર જાપાનમાં જ્યારે દેશ માટે પોકાર પડયો ત્યારે અનેક રણશૂરા સૈનિકો પોતાનાં નામ નોંધાવવા ગયા ત્યારે એક ડોશીના યુવાન પુત્રે પણ સેનાપતિ આગળ જઈ પોતાનું નામ નોંધાવ્યું. સેનાપતિએ પૂછયું કે, તારા કુટુંબમાં કોણ કોણ છે ? ત્યારે તે યુવાને કહ્યું કે, મ્હારી એક વૃદ્ધ માતા છે. ત્યારે સેનાપતિએ કહ્યું કે, તારો ધર્મ તારી એકલવાઇ માતાની સેવા કરવી એજ છે. માટે તું ઘરે જા. નિરાશ થઇ તે યુવાન ઘરે આવ્યો અને પોતાની માતાને વાત કરી કે, મારે માટે તો તમારી સેવા સિવાય બીજો ધર્મ નથી. વૃદ્ધ માતાએ જાણ્યું કે અનેક યુવાનો પોતાની માતૃભૂમિની રક્ષા કરવા માટે જાય છે. તો આ મારા પુત્રને પણ મારે મોકલવોજ જોઇએ. ખરેખર, હું તેની દેશભક્તિની આડે આવું છું તો તેને દેશભક્તિ કરવા માટે મારે રસ્તો કરી આપવો જોઇએ. એમ વિચારી તે વૃદ્ધ ડોશી એક કાગળ ઉપર ચીઠ્ઠી લખી પીસ્તોલ ખાઇને મરી ગઇ. ચીઠ્ઠી સેનાપતિ ઉપર લખી હતી કે–હવે મારા પુત્રને તમે સૈનિક તરીકે દાખલ કરજો. દેશસેવામાં મદદગાર થનાર એવા મારા પુત્રને માટે વિઘ્નકારક હું હવે આ દુનિયામાં નથી. સેનાપતિ આગળ જઈ તે યુવાને પોતાની માતાની ચીઠ્ઠી આપી. સેનાપતિ પણ માતા–પુત્રની સ્વદેશભક્તિ જોઈ ખુશ થયો અને તેને સૈન્યમાં દાખલ કર્યો.

જાપાની સ્ત્રીની આ દેશભક્તિ સાથે તમારા કુટુંબની સ્ત્રીઓની અને તમારી દેશભક્તિ સરખાવો. કેટલું અંતર

છે! પછી તમે પરાધીન રહો એમાં શી નવાઈ! તમારી માતાઓજ જ્યાં દેશ, સમાજ અને ધર્મ પ્રત્યેની ફરજો ભૂલી છે ત્યાં પછી તમે–જેનું દૂધ પીને ઉછરેલા છો એવી માતાઓનાં સંતાનો–તમારામાં સમાજ, ધર્મ અને દેશની ભક્તિ કરવાની સદ્બુદ્ધિ કયાંથી આવે? પૂર્વની સ્ત્રીઓ પોતાનાં બાળકોમાં જન્મથી જ દૈવી સંસ્કારો રેડતી. હાલરડામાં ઉત્તમ શિક્ષણ આપતી. પુત્રી હોય તો સતીઓનો ધર્મ સંભળાવે અને પુત્ર હોય તો ત્યાગીઓ અને વીર પુરુષોનો સંદેશ સંભળાવતી. વીરમાતાઓથી જ ભગવાન બુદ્ધ અને મહાવીર જન્મ્યા હતા, જેઓએ સમસ્ત જગતનાં બંધનો તોડવા અહિંસાધર્મની હાકલ કરી હતી. આ પ્રતાપ તેમની જનનીનો છે; માટે જ કહું છું કે કન્યા કેળવણી જેવા સુધારાને અપનાવી તમે તમારી નાની બાળકીઓ આર્ય જનની બને તેવા સંસ્કાર રેડો અને તેને તેનો ધર્મ સમજાવો. તમારાં નાનાં બાલુડાંઓને અત્યારથી જ જો પૂર્વની સ્થિતિની જેમ જ્ઞાન આપશો તો જાણી લેજો કે તમારૂં ભવિષ્ય ઉજ્જવળ છે. માટે તમારાં બાળકોને યોગ્ય બનાવો અને તે માટે તમે પણ આચારમાં યોગ્ય બની જાઓ. તમારી ઉપર ચારે તરફની ફરજ છે. પણ તમારી એક ફરજ (ધર્મ) સમજશો તેમાંથી બધા ફણગા આપોઆપ ફુટશે. દેશ સેવા, સમાજ સેવા કે ધર્મ સેવા એ બધા માટે બ્રહ્મચર્યની જરૂર પડશે. માટે કેવળ બ્રહ્મચર્ય પાળો. તેમાં બધી સેવાનો સમાવેશ થઈ જાય છે.

<u>બ્રહ્મચર્ય પાળી આત્મસેવા કરો.</u>

મારાં અત્યાર સુધીનાં વ્યાખ્યાનોનો ટુંકો સાર, કે જેમાં દરેક ધર્મ સમાઈ જાય તે–જોઇતો હોય તો તમે કેવળ

આત્મસેવા કરો અને તે માટે બ્રહ્મચર્યની કફની પહેરી લ્યો. તમારો તમામ કચરો નીકળી જશે. બાહ્ય અને અભ્યંતર કચરાને દૂર કરવા સંયમની સાવરણી કોઈ વિજળીક શક્તિ જેવું કામ કરશે. દેશ કે સમાજની સેવા પણ તમે આત્મસેવા કર્યા સિવાય સાચી રીતે નહીં કરી શકો; માટે તમારે જો દેશ-સેવા કરવી હોય કે સમાજ સુધારા કરવા હોય તો પહેલા તમારી જાતને સુધારો–તમારામાં સુધારો કરો. અપકૃત્યો કરવાની તમને જે ટેવ પડી છે તે કાઢી નાંખો. તમારૂં અંતઃકરણ ચારિત્રની સુગંધથી સ્વચ્છ બનાવી દ્યો. તમે તમારી જાતને જેટલે અંશે સુધારી શકશો તેટલે અંશે તમે જગતને સુધારી શકશો. તમારી જાત જ્યાં સુધી ક્ષુદ્ર વાસ-નામાં રહી સડયા કરશે ત્યાં સુધી તમે લાખો પ્રયત્ન દેશ, સમાજ કે હરકોઇ સુધારા માટે કરશો તો તે બધા વ્યર્થ જશે; માટે તમે તમારાં ચારિત્રથી આત્માની સેવા કરો; ત્યારપછી જગતના તમામ માણસો તમારા એક વચન ખાતર જાન આપશે. તમે જે રીતે દુનીયાને જાગ્રત કરવા માંગશો તે રીતે જાગ્રત કરી શકશો.

એ નક્કી માનો કે, તમારાં તમામ કાર્યો પ્રથમ પોતાની જાતને સુધારવાથી ફલિભૂત થશે. પરોપકાર, સમાજ સુધાર, સ્વપરનો ઉદ્ધાર વગેરે બધું થશે; પણ તે ખાતર તમે તમારામાં લીન બની જાઓ. સાચો પરોપકાર તેજ છે, બાકીના પરોપ-કાર કરનારા તો પોતાને જ ફસાવનારા છે. અહંવૃત્તિને પોષનારા અને બીજાને નીચા ગણી પોતે જ ઉંચા છે એમ માની પરોપકાર કરનારા સાચા પરોપકારી નથી પણ આત્મવંચના કરનારા છે. પોતાની જાત પર ઉપકાર કરવો

એ ન્હાની સૂની વાત નથી. જ્ઞાનીઓ કહે છે કે, બીજા ઉપર ઉપકાર કરવા નીકળેલા પોતાના ઉપરજ ઉપકાર કરે તોય બસ છે. ખરેખર, જો તમારે ઉપકાર જ કરવો હોય તો તમે સાચા સાધુ બની જાઓ. ભગવાન મહાવીરનો માર્ગ જ પરોપકાર કરવાનું શીખવે છે. માટે તમારે જો પરોપકાર કરવો હોય તો સાધુ બનો. તમે ગભરાશો નહીં. હું કાંઈ તમને તમારાં વસ્ત્રો બદલી સાધુ બનવાનું કહેતો નથી. બાહ્ય સાધુ હોય તે તો ઉલટા દુનીયાને ભારરૂપ ગણાય. વસ્ત્રોનું પરિવર્તન કરવાથી કાંઈ સાધુતા આવતી નથી. આત્માનો પ્રકાશ કાંઈ વસ્ત્રો બદલવાથી જ આવે છે એમ પણ નથી. આત્માની પૂર્ણ સ્વતંત્રતા છે અને તે સ્વતંત્રતા કોઇ વેશ, સંપ્રદાય કે વાડામાં જ કેમ જકડાઇ હોય ! તમે તમારામાં જ્ઞાનની જ્યોત પ્રગટાવો એટલે તમે સાધુજ છો. આજે સાધુના વેશે તો ૮૦ લાખ માણસો ભારતમાં ભટકે છે અને વૈરાગ્યના નામે પેટ ભરે છે. પેટભરા સાધુ તમારૂં કલ્યાણ કરે ખરા ? દેહનું પણ જેને અભિમાન ન હોય, રાગદ્વેષ નષ્ટ થાય તેવી પ્રવૃત્તિમાંજ જે સદાકાળ પ્રવર્તેલો હોય તેવાજ સાધુ થવાનું હું તમને કહું છું. પછી ભલે તમારો વેશ ગૃહસ્થનો હોય અથવા ભલે તમે પીળાં કે લાલ વસ્ત્રો પરિધાન કર્યા હોય, તેની સાથે કાંઇ સંબંધ નથી. મહાવીર ભગવાન કે અન્ય કોઈ વીતરાગનો હેતુ કોઈની ચોટલી મુંડવાનો હોતો નથી. તેઓ તો કહે છે કે, તમે તમારૂં અંતર રંગી નાખો—તમે વૈરાગ્યના રંગથી રંગાઇ જાવ; પછી બીજી કાંઈ પ્રવૃત્તિ કરવાની જરૂર નહીં પડે. વીતરાગ ધર્મનો આજ આદેશ છે કે તમે સાંપ્રદાયિકતામાં ન ફસાઓ; જ્યાં જ્યાં સદાચારાદિ આત્મહિતકર પ્રવૃત્તિ જુઓ

ત્યાં ત્યાં નમતા થાઓ. તેમાં તમે ઘણાય વખતથી એમ માની બેઠા છે કે સમ્યક્ત્વ મલીન થાય છે (!) પણ આ બધું તમને સમજાવ્યું કોણે! સમ્યકત્વ તે કાંઈ બાહ્ય નથી કે આવી રીતે ચાલ્યું જાય! તે તો આત્મિક ગુણ છે અને તે ગુણને જૈનધર્મની સ્યાદ્વાદ શૈલીને સમજનાર-જૈન ધર્મની ઉપદિષ્ટ શ્રદ્ધા, ક્રિયા અને સદાચારને આદરવાની વૃત્તિને હૈયામાં ધારણ કરનાર હરકોઈ વ્યક્તિ આદરી શકે છે.

માટે જ કહું છું કે-સાધુ સાધુપણામાં અને શ્રાવક-શ્રાવકપણામાં આવે તો તમામ કચરો નીકળી જાય. સાધુ અને શ્રાવકમાં કોણ મોટું છે એ પણ વિચારવા જેવું છે; પણ આજે તમારી દૃષ્ટિ જ એવી થઇ છે કે તમે 'સાધુને' ઉંચા માનો છો અને સાધુ પણ માને કે અમે મોટા અને ઉંચા. તે માટે એક દૃષ્ટાંત કહું.

એકવાર એક સન્યાસી કોઇ રાજા પાસે ગયો. રાજાએ પૂછ્યું કે મહારાજ! સંસારી મોટા કે સન્યાસી? ત્યારે સન્યાસીએ જવાબ આપ્યો કે બન્ને સરખા. રાજા વિચારવા લાગ્યો કે આ તો નવાઇ લાગે છે. રાજા સન્યાસીને કહે છે કે, આપ આમ કેમ કહો છો? અમે કામરાગ સ્નેહમાં ફસેલા અને તમે ત્યાગી; છતાં બન્નેને સરખા કેમ કહો છો? સન્યાસીએ કહ્યું કે-કોઇવાર આપને સમજાવીશ. થોડા દિવસ ગયા પછી રાજા અને સન્યાસી ફરવા નીકળે છે. તેઓ બહુ દૂર નીકળી જાય છે. ત્યાં રાત પડી જાય છે તેથી આરામ લેવા તેઓ બંને એક ઝાડની નીચે બેસે છે. ટાઢ ઘણી જ પડે છે તેથી રાજા અને સન્યાસી ધ્રૂજે છે. ઉપર પક્ષીનો માળો છે. તેમાં બેઠેલ પક્ષી પોતાની પત્નીને કહે છે કે-

જો, આજે આપણે આંગણે અતીથી આવ્યા છે, માટે અતીથીનો સત્કાર કરવો એ ગૃહસ્થોનો ધર્મ છે. આપણે પણ તે અતીથીનો સત્કાર કરવાનું કેમ ભૂલીયે ! એમ વિચારી પક્ષી પોતાની પત્નીને કહે છે કે–તું અહીંયા રહે; હું હમણા કયાંયથી અગ્નિ લઇ આવું છું; કારણ કે રાજા અને સન્યાસી ટાઢથી ધ્રૂજે છે. આમ કહી તે પક્ષી માળામાંથી ઊડયું અને જયાં બળતું લાકડું સળગતું હતું ત્યાં આવી પોતાની ચાંચમાં તે લાકડું લઈ, રાજા અને સન્યાસી હતા ત્યાં નીચે નાંખ્યું. અગ્નિથી સળગતાં લાકડાંને જોઈ રાજાએ તરતજ બીજાં લાકડાં ભેગાં કરી તાપણી કરી. ટાઢથી દૂર થયા પછી પક્ષી ફરી વિચારે છે કે–આંગણે આવેલો અતીથી ખાધા વગર જાય તે પણ અઘટિત કહેવાય. ભાગ્યશાળીઓ ! વિચારી લેજો આ પક્ષીની ભાવના ! આંગણે આવેલો અતીથી ભૂખ્યો જાય તેને લાંછનરૂપ માને તે, કુટુંબ પ્રત્યે કેવી ભાવનાવાળો હોય ? પક્ષી વિચાર કરે છે કે અત્યારે ખાવાનું લાવવું કયાંથી ? તે સાથે તેને આ વિચાર પણ આવ્યો કે રાજા તો માંસનું પણ ભક્ષણ કરે છે માટે આ મારો દેહ જો અતીથી–સત્કારના કામમાં ન આવે તો તે શા કામનો ? એમ વિચારી તે પોતાની પત્નીને કહે છે કે–તું આપણાં બાળબચ્ચાંની સંભાળ રાખજે. અતીથીધર્મ બજાવવા આજે હું મારા દેહનું બલિદાન આપું છું. એમ કહી તરત જ તે પક્ષીએ બળતા અગ્નિમાં ઉપરથી પડતું નાંખ્યું અને અગ્નિએ તેના દેહનો નાશ કર્યો. હવે ઉપર રહેલી પક્ષિણી વિચાર કરે છે કે મ્હારા પતિના ન્હાના દેહથી શું રાજા સંતોષાશે ? નહિજ, તો પછી મ્હારો ધર્મ કયો ? હું પતિના દેહથી ન સંતોષાયલા રાજાને તેની ભૂખથી દૂર કરૂં;

એમ વિચારી તે પક્ષિણી પણ કર્તવ્ય પંથે જવા પતિ પાછળ તૈયાર થઈ. તેને પોતાનાં નાનાં બાળકોનો પ્રેમ પણ ન અટકાવી શક્યો. નાનાં બચ્ચાંઓને પંપાળી તે પણ પતિની પછવાડે અગ્નિમાં પડતું નાખી સેકાઇ ગઈ. થોડીવાર થઇ અને બચ્ચાંઓ વિચાર કરે છે કે રાજાની મોટી કાયા શું માતાપિતાના નાના દેહોથી ધરાઇ હશે? ત્યારે અમે શું કરીયે? એમ વિચારી તેઓએ પણ માતાપિતાના પુનિત માર્ગમાં પડતું નાંખી ઝંપલાવ્યું. આવી રીતે આતિથ્ય સત્કાર માટે ચાર ચાર દેહો અગ્નિમાં સેકાઈ ગયા. આ દૃશ્ય જોઇ રાજા તો દિગ્મુઢ બની ગયો.

સન્યાસી કહે છે: રાજન્! આ ગૃહસ્થધર્મ જ્યારે આવી ગૃહસ્થાઈ હોય ત્યારે દીપે. હવે ચાલ, તને સન્યાસીનો ધર્મ બતાવું. આ પ્રમાણે કહી, રાત પૂરી થયા પછી રાજા અને સન્યાસી બીજી સવારે આગળ ચાલ્યા. રસ્તામાં એક સ્થળે એક રાજાની કુંવરીનો સ્વયંવર હતો, ત્યાં તમામ રાજકુમારો એકઠા થયા હતા; ત્યાં રાજા અને સન્યાસી આવ્યા અને જોવા લાગ્યા. રાજકુમારી વરમાળા લઈ સ્વયંવર મંડપમાં જોવા લાગી. દરેક રાજકુમારને તે જુએ છે ત્યાં એક સન્યાસી ગામમાં ભિક્ષા લેવા આવેલો તે પણ ત્યાં આવી જોવા માટે ઉભો રહ્યો હતો. તેની ઉમ્મર ૨૦ વર્ષની હતી અને તે બ્રહ્મચારી હતો. સૂર્ય અને ચંદ્રને ઘડીભર સ્થંભાવે એવું તેનું રૂપ હતું. રાજકુમારી તે સન્યાસીને જોઇને મુગ્ધ બની અને તેને વરમાળા પહેરાવવા આવી. આ જોઈ તે સન્યાસી વિચાર કરે છે કે-જે બલાને છોડવા મેં આ ભગવાં વસ્ત્રો પહેર્યાં તે બલા અહીં પણ આવી! એમ વિચારી તે સન્યાસી ત્યાંથી

નાસી જાય છે. આ જોઈ પ્રસ્તુત સન્યાસી રાજાને કહે છે કે—જુઓ, આ ત્યાગીનો ધર્મ ! રાજકુમારી અને અર્ધ રાજ્ય મલવા છતાં પણ તેને લાત મારે છે ! આ વૃત્તિ જ્યારે આવે ત્યારે જ ત્યાગ દીપી નીકળે. ગૃહસ્થો અને ત્યાગીઓ પોતાની જવાબદારી પ્રમાણે સરખા છે. જવાબદારી ન્હાની મોટી હોય છે. માટે તમે વિચાર કરી લ્યો. વીતરાગ ધર્મનું જેવું પાલન થાય તેવું કરી લ્યો. શકિત પ્રમાણે ધર્મને આચારમાં મૂકીને સુખના માર્ગમાં ગતિ કરતા થઈ જાઓ. તમારો ઉદ્ધાર તમારા હાથમાં છે. તમારી મુક્તિ તમારાં ઉત્કૃષ્ટ કર્તવ્યમાં છે. તમે જ સર્વ સુખના ભોકતા અને સૃજક છો. ઉઠો ! જાગૃત થાઓ ! રાત્રિનો નાશ કરો ! મુક્તિના માર્ગમાં પગલાં માંડતા થાઓ. અખિલ બ્રહ્માંડનાં સુખ અને સમૃદ્ધિનો અનુભવ કરો. શા માટે કાયરતાનાં જાળાં ખંખેરતા નથી ? સમય બહુ ચાલ્યો ગયો છે. હવે તમારે બાલ્યભાવ મૂકયા સિવાય કેમ ચાલશે ? માટે વીતરાગનું નામ લઈ આત્મસેવા સાથે દેશસેવા, સમાજસેવા અને ધર્મ સેવા કરી, સત્ય, અહિંસા અને બ્રહ્મચર્યનાં ગાન ગાઓ. તમારામાં તે આંદોલનો જગાવો; તેજ મુક્તિને અપાવશે, તેજ ધર્મનાં સાચા સ્વરૂપમાં લઈ જશે. આત્મજ્યોતિ પ્રગટાવી, આત્મ સાક્ષાત્કાર કરી પૂર્ણ સ્વરૂપસ્થિત બની જાઓ.

**પરિણામે મુક્તિનો માર્ગ મલશે જ.**

ૐ શાંતિ: શાંતિ: શાંતિ:



# વીર—વાણી

મનુષ્યદેહ મળ્યા પછી પણ મનુષ્યને ' મનુષ્યત્વ, સત્શાસ્ત્રનું શ્રવણ, ધર્મશ્રદ્ધા અને સંયમની શક્તિ ' એ ચાર અંગ મળવા અતિ દુર્લભ છે.

❧ ❧ ❧

જેને મૃત્યુ સાથે મિત્રતા હોય, જે મૃત્યુથી છુટી શકતો હોય અથવા જે જાણતો હોય કે હું મરીશ નહિ, તે જ ખરેખર આવતી કાલ પર વિશ્વાસ રાખી સુખેથી સૂઈ શકે.

❧ ❧ ❧

જ્યાંસુધી ઘડપણ આવ્યું નથી, જ્યાંસુધી રોગનો ઉપદ્રવ થયો નથી, જ્યાંસુધી ઇંદ્રિયો અને અંગ ક્ષીણ થયાં નથી ત્યાંસુધી મનુષ્યે અવશ્ય ધર્મને આચરવો જોઈએ.

❧ ❧ ❧

ડાભની અણી પર રહેલું ઝાકળનું બિંદુ જેમ થોડી વાર જ ટકી શકે છે તે જ પ્રકારે મનુષ્યોનું જીવન પણ ક્ષણિક છે એમ સમજી હે ગૌતમ ! સમય માત્રનો પ્રમાદ ન કર.

❧ ❧ ❧

કૈલાસ પર્વત જેવડા, સોના રૂપાના અસંખ્ય પર્વતો આપવામાં આવે તો પણ લોભીની તૃષ્ણા છીપતી નથી. કેમકે તૃષ્ણા આકાશ જેટલી અનંત છે. એક પૂરાઈ ત્યાં બીજી ઉભી જ છે માટે તૃષ્ણાથી પાછા હઠી સંતોષવૃત્તિમાં પ્રવેશ કરો.

❧ ❧ ❧

જેને તું હણવાનો વિચાર કરે છે તે તું પોતે જ છે; જેના પર તું અધિકાર ભોગવવા માગે છે તે તું પોતે જ છે; જેને તું સંતાપ આપવા ચાહે છે તે તું પોતે જ છે અને જેને તું દબાવવા—ઉપદ્રવ કરવા ઇચ્છે છે તે પણ તું પોતે જ છે. માટે બાહ્યવૃત્તિ ત્યાગી આંતરવૃત્તિમાં સ્થિર થા.